# દક્ષિણ ગુજરાતના આંબુડા

## ગોપસિંગ રાઠવા






ગોપસિંગ રાઠવા

ગોપસિંગ રાઠવાનો જન્મ છોટાઉદેપુર તાલુકાના રાણીખેડા ગામમાં થયો હતો ગુજરાતી ભાષા વિષય સાથે તેઓ અનુસ્નાતક તથા બી. એડ થયા છે. અને હાલમાં તેજગઢ ગામમાં આવેલી વસંત નિવાસી શાળામાં શિક્ષક તરીકે ફરજ પર કાર્યરત છે.

પ્રસ્તુત પુસ્તકમાં તેમને આદિવાસી મખોડ સમાજનો માનવ શાસ્ત્રીય અભ્યાસ કર્યો છે. આ પુસ્તકમાં આ સમાજ પાસે રહેલી ભાષા સાથે સમગ્ર જીવન વ્યવસાય સાથે વણાયેલી બાબતો તેમજ સંસ્કૃતિ અને સમાજની આગવી ઓળખરૂપ મૌખિકમાંથી લેખિતમા છબી ઊભી કરી છે.

દક્ષિણ ગુજરાતના આંબુડા

ગોપસિંગ રાઠવા




આંબુડા સમાજના સાંસ્કૃતિક દસ્તાવેજના

વારસાને પેઢી દર પેઢી સતત આગળ લઈ

ચાલનાર સમાજને અર્પણ...




# પ્રસ્તાવના

પ્રકૃતિના ખોળામાં વસતા ભલા ભોળા આદિવાસીઓ ધરતીને મા આકાશને પિતા અને ડુંગરને દેવ સમાન માને છે. લોકો પ્રકૃતિ સાથે રહીને પોતાની જિંદગીને ખીલવતા હોય છે. તેમનું સમગ્ર જીવન પ્રકૃતિ સાથે જોડાયેલું હોય છે. અહીં ડેડિયાપાડા તાલુકાના આસપાસના ગાંમડામાં રહેતા આંબુડા સમાજની એક આગવી ઓળખ છે. અન્ય આદિવાસી સમાજની જેમ તેમની ભાષા, કલા, સંસ્કૃતિ અને મૌખિક સાહિત્ય વિશિષ્ટ છે.

સમાજની આખી ઓળખ મેળવવી હોય તો જે તે સમાજ પાસે જઇને તેની સંસ્કૃતિ જોવી પડે છે. સમાજ સાથે જોડાયેલા તમામ પાસાને ચકાસી અને આ પુસ્તકને લખવાની મેં શરુઆત કરી છે. તેમા તેમની પાસે રહેલી પૌરાણિક સંસ્કૃતિ અને આવનારી આવી ગયેલી આધુનિકતા આ બન્ને વચ્ચે કેટલું સામ્ય છે. તેની વચ્ચે રહી સમાજ બદલાવ કેવી રીતે થશે તે બન્ને વચ્ચે ઝુલતો પ્રશ્ન મુકી તેનો ખરો માર્ગ શોધી સમાજ તેના સમય સાથે તાલ મેળ બેસાડી જિંદગી જીવી શકે અને તેમનામાં રહેલી સુસુપ્ત શકિત બહાર લાવી સમાજ સાથે વિકાસ સાધવા માટે ડગલું માડે છે. ખાસ તેની સાથે સાથે સમાજની ભાષા, સંસ્કૃતિ, રિતિ-રિવાજ જળવાઇ જેથી તે લુપ્ત થતા અટકાવી શકાય.

આદિવાસી અકાદમી (ભાષા સંશોધન કેન્દ્ર ) તેજગઢ  જેની સ્થાપના ડો. ગણેશ દેવી ૧૯૯૪ માં કરી જે પ્રથમ એક ભાષા માટે સેન્ટર પ્રકારે હતુ ધીરે ધીરે તે આગળ વધતા આજે એક વિશાળ સંસ્થા બની છે. એમા તેને આગળ લાવવાનુ કામ ડો. ગણેશ દેવીના ફાળે જાય છે. કારણ કે તેમને આદિવાસી પાસે કઇ સમસ્યાઓ રહેલી છે. ભાષા, આરોગ્ય, ખેતી, સંસ્કૃતિ, કાયદાઓ, જમીન, પાણી, શિક્ષણ,  ટૂંકમા કે સમાજની આ બધી સમસ્યાઓને જોઇને એક એક ક્ષણના તેમના મહાન વિચારોથી કામ કરવાની પહેલ કરી અને આજે પણ કરી રહ્યા છે. આ પુસ્તક લખવા પાછળ પણ તેમના વિચારો છે. આમ આગળ કામો અવિરત પણે ચાલતા રહે તેની સાથે ડો. ગણેશ દેવીને સંસ્થા અને મારા વર્તી ખુબ ખુબ આભાર માનું  છું એજ મારુ ઋણ છે.

આ પુસ્તક લખવા માટે મને ડો. ગણેશ દેવી, પ્રો કાનજી પટેલ, અતુલ સર, સુરેખા દેવી માર્ગ દર્શન આપી અને પ્રોત્સાહન પુરું પાડ્યું છે. આ સંસ્થામાંથી જીતેન્દ્ર વસાવા, વસંત રાઠવા, વળવી વનિતા આ ઉપરાંત વસંત શાળાના ક્ષિશકોની સહાયક દૃષ્ટિ સારી રીતે રાખીને મને મદદ કરી છે. આ પુસ્તકમાં દક્ષિણ બાજુના આંબુડા સમાજની હાલની અને એક આદિવાસી તરીકેની તેની જે ખરી ઓળખ છે. તે પુરે પુરી વણી લેવાનો તેમા પ્રયત્નો કર્યો  છે. જેમા તેમની ભાષા, સંસ્કૃતિ,  રીત રિવાજ લુપ્ત થતા તેમનો  સમાજ પણ યોગ્ય સ્થાન પર રહેવો જોઇએ એ ન રહી શકે. તેથી આપણે આપણી પહેલા સંસ્કૃતિને બચાવાની જરુર છે. આ પુસ્તક ખાસ આંબુડા સમાજ તો વાંચે જ  પરંતુ તેની સિવાયના સમાજ પણ તેનો ઉપયોગ કરી પોતાની સાંસ્કૃતિક અસ્મિતાને જાળવે. આવતી પેઢી

પી.એચડી કરનાર આંબુડા સમાજનો વ્યકિત તેનો અભ્યાસ કરશે એવા મારા વિચારો સાથે સમાજ સામે આ પુસ્તકની સાચી સમાજની ઓળખ રુપે મુકાય એજ મારી અભિલાષા વ્યકત કરુ છું.

આ કામ કરતા મને આબુંડા સમાજના લોકોએ મદદ કરી છે. તેમા ડેડિયાપાડા તાલુકામા આવેલા પણગામના રસિકભાઇને ઘરે હું ગયો. એમને ઘરે મે ત્રણ-ચાર દિવસ રોકાઇને ત્યાં જ જમવાનું, ઉઘવાનું કર્યુ તે લોકો મને સારી એવી માહિતી પુરી પાડી આખા ગામના લોકો સારી રીતે મદદ કરી તેથી તેમનો ખાસ આભાર માનુ છું.

તા. ૨૦/૪/૨૦૧૩

ગોપસિંગ રાઠવા
આદિવાસી અકાદમી,
તેજગઢ.

# અનુક્રમ

**સમાજનુ નામ :**

આ આંબુડા સમાજ નર્મદા જિલ્લાના ડેડિયાપાડા તાલુકાના વચલા ભાગમાં વસે છે. આ તાલુકાના આખા વિસ્તારમાંથી કેટલોક ભાગ આંબુડા સમાજનો છે. તેમા જુદા જુદા નામે ઓળખાય છે. પૂર્વ તરફના લોકો એમને આંબોડિયાના નામે ઓળખે છે. આ ઉપરાંત પશ્ચિમના ભાગમા નાનચૂલિયા આંબોડા રહે છે. આમ આ ડેડિયાપાડાનાં વિસ્તારમા આવેલા આંબુડા સમાજને જુદા-જુદા ઉપનામોથી ઓળખે છે. એનાથી અગ્નિ ખુણામા રહેલાને તે ડુગર નજીક હોવાથી ડુંગરીયા આંબોળાના નામે ઓળખે છે. અને દક્ષિણ-પશ્ચિમ તરફ વસેલા આંબુડાને સાગબારાના દેહવાલીયા કહે છે. તેવી જ રીતે તેમને આંબોડા, આંબોડી, આંબોડિયા, ડુંગરીયા આંબોડા વગેરે નામો થી ઓળખે છે.

**ભૌગોલિક વિસ્તાર :**

ડેડિયાપાડા તાલુકાના મધ્યભાગના વિસ્તારમાં આંબુડા લોકો વસે છે. પૂર્વમાં દેહવાલી મહારાષ્ટ્રની સીમા પર ઇશાન ખૂણામાં ડોગરી સમાજ, વાયવ્ય ખૂણામાં નાંદોદ તાલુકા તથા ભરુચ, વાલીયા, ઝગડીયા આ તાલુકાઓમાં કઠાલી સમાજ છે. આ બધા સમાજની સાથે આંબુડા સમાજ રહે છે. આ ઉપરાંત તાપી નદીના પશ્ચિમ ભાગમાં પણ આંબુડા સમાજ આવેલો છે. અહીં નસવાડીથી માંડીને રાજપીપળા, ડેડિયાપાડા, ડુમખલ પશ્ચિમમાં માલ સામોટ સુધી ડુગરાળ વિસ્તાર આવેલો છે. કંજાલથી માસ ચોકડી, સંભૂનગર સુધી ડુંગરાળ જંગલ પ્રદેશ આવેલો છે. અહીં ખેતી પણ ખાડા ટેકરાવાળી જમીનમાં થાય છે. તુવર, ઘંઉ, ડાંગર, જુવાર,

અળદ, બાજરો, મઠ, વગેરે પાકો થાય છે. પથ્થરાળ જમીન અને ગોરાળુ જમીન છે. કરજણ, તાપી, નર્મદા, તામણ, રાવ વગેરે નદીઓ આવેલી છે.

### સૃષ્ટિ સર્જનની કલ્પના :

સૌ પ્રથમ આ ધરતી પર એક મોટો કાચબો હતો. એ કાચબો ૩૯ કરોડ યોજન જેટલો મોટો હતો. તે સમયે ધરતી પર એક સત્તપુરુષ હતો. ત્યાર બાદ થોડા વખત પછી કાલ પુરુષનો જન્મ થયો. તે સત્તપુરુષ પાસે ગયો. સત્તપુરુષ તેને કાચબા પાસે મોકલ્યો. કાલ પુરુષ કાચબા પાસે જઇને મોટાઇ મારે છે. કાચબો તેની વાત સાંભળીને ગુસ્સે થઇને પોતાનુ શરીર ફાડી નાખે છે. તેના લોહીથી શરુઆતની પૃથ્વી તૈયાર થાય છે. એવી માન્યતા છે.

બીજી એક માન્યતા પ્રમાણે એક વાર આ ઘરતી પર રેલ આવવાની હતી તેની ખબર પડતા સુથાર એક પેટી ઘડે છે. અને તેમા બે ભાઇ-બહેનને પુરે છે. આ બન્ને ભાઇ બહેન પછીથી સંસાર રચીને જીવે છે. તે જ આંબુડા સમાજ છે.

### જન્મવિધિ :

આદિવાસી સમાજમાં આમ તો લગ્ન થાય પછી જ સ્ત્રી ગર્ભવતી બનતી હોય છે. પરંતુ કયારેક એવું પણ બને કે સ્ત્રી જુવાન થતાં કોઇ સાથે મિલનનો સંબંધ બાંધે ત્યારે પણ ગર્ભવતી બને છે. આદિવાસી સમાજમા સ્ત્રી ગર્ભવતી બનીને પણ પોતાના ઘરનું કામ જાતે કરે છે. એ ગર્ભનો પાંચમો મહિનો હોય કે પછી સાતમો એ છેલ્લે સુધી કામ કરતી હોય છે. ઘણી જગ્યા પર ગામડામા આદિવાસી સ્ત્રી કામ કરતા ચાલુ કામે દુખાવો ઉપડેને પણ

પ્રસુતિ થતી હોય છે. કામને લીધે આદિવાસી સ્ત્રીને કોઇ વધારે તકલીફ પડતી નથી અને દવા પણ લેવી પડતી નથી તેને પીડા ઓછી થાય જયારે બેઠાડુ જિંદગી વિતાવનાર સ્ત્રીને તકલીફ વધારે પડે તેને દવાખાને જવું પડે આદિવાસી સ્ત્રીને ઘરે જ પ્રસુતિ થાય છે. હાલમા આદિવાસીમા પણ આધુનિકતાનો સ્વીકાર થતો જાય છે. જેથી દવાખાનાનો આશરો લેવો પડે છે.

ગર્ભ નવ મહિનાનો થાય પછી અચાનક જન્મનો પ્રસંગ આવે છે. ત્યારે તેને પેટમાં દુઃખાવો થાય છે. તેવા સમયે ગામમાં ખુબ જ જાણકાર હુવાકી (દાયણ) હોય છે. સ્ત્રીને સુવાવડ થવાની હોય ત્યારે તેને બોલાવાય છે. તેને ગામમા ખબર આપતા તે કોઇ પણ સમય હોય રાત કે દિવસ તે આવે છે. તેઓને વંશપરંપરાગત અનુભવ હોય છે. જેમાં દાયણ તથા તેની સાથીદાર પેટ પકડનાર દાયણ હોય છે. તેમની સાથે નજીકના સગાસબંધમાંથી ચારપાંચ સ્ત્રીઓ હાજર રહે છે. જયાં સુધી પ્રસુતિ ન થાય ત્યાં સુધી એ બેસે છે અને બાળકને બહાર લાવવા માટે કોઇને કોઇ ઉપાય બતાવતા રહે છે. બહાર પુરુષો પણ બેસે છે અને સાંત્વના આપતા રહે છે. ઘણી દાયણ બહુ જાણકાર હોય છે. તે પેટ પકડીને તરત જ  બાળક મરેલું હોય તો જાણી જાય છે. બાળક સીધું છે કે પછી આડું અવળું તે જાણીને વાકું ચુકું હોય તો તેને પેટ પકડીને ચોળીને સીધું કરી દે છે. જો બાળક ગર્ભમાં ચોટી ગયુ હોય અથવા કોઇ અન્ય કારણ સર બહાર ન આવે તો ઝાડ મૂળની દવા પણ કરે છે. આંબુડા દાયણ પ્રસુતી ન થાય તો ગર્ભવતી સ્ત્રીના માથાના અંબોડામા તેને કે કોઇને ખબર ન પડે એ રીતે નાના કાંટા વાળું કાંટા સેરીયું વાળમા ખોસી દે છે. તેથી જલદી બાળક બહાર આવી જાય છે. બીજી દાયણ પાસેથી મળેલી માહિતી મુજબ ચીકટીયાના ઝાડની એક ડાળખી તોડીને સ્ત્રીના વાળના અંબોડામાં ખોશી દે છે. તેથી સહેલાઇથી પ્રસૂતિ થઇ જાય છે. બાળક

આવ્યા પછી દાયણ બુરું ઘાસની ચીપથી નાળ કાપે છે. એ નાળ અને ત્યાં પ્રસૂતિ સમયે પડેલુ લોહી ગમાણમા દાટી દે છે. આ બુરુની ચીપથી નાળ કાપવાની વિધિ અત્યારે ઓછી જોવા મળે છે. આધુનિકતાની અસરથી બ્લેડ, કાતર કે ચપ્પુનો ઉપયોગ થવા લાગ્યો છે.

ગમાણમા ગંદી વસ્તુ દાબીને બાળકને દાયણ નવડાવે છે. ત્યાં કેટલાક આંબુડામાં માન્યતા પણ જોવા મળે છે. જો બાળક નવડાવ્યા પહેલા છીંક ખાય તો સમજવુ કે તેની છીંક સારી નથી અને જો નવડાવતા પછી સ્વસ્થ થઇને છીક થાય તો સમજવું કે તે નસીબદાર બાળક છે. આ માન્યતા બધા દક્ષિણ વિસ્તારના આંબુડામા નથી. પરંતુ થોડા ઘણા વિસ્તારમા જોવા મળે છે.

આમ દાયણ ઝાડ મૂળની દવા અને પોતાની આવડતથી વગર ખર્ચે પ્રસુતી ઘરે જ કરાવી દે છે. હાલમા ઘણી સ્ત્રીઓને શહેરમા ઓપરેશનથી પ્રસૂતિ કરાવાય છે. તે જ પ્રસૂતિ આદિવાસી સ્ત્રી સો રુપિયામાં કરે છે. પહેલા માત્ર અનાજ અપાતું હતું. હાલમા સો થી સવા સો રુપિયા દાયણ ને આપવા પડે છે. લોહીની ખરાબ વાસને કારણે દાયણ દારુથી હાથ ધુએ છે. ત્યાર બાદ દાયણને વિદાય આપે છે.

**પાંચેરો કે છટ્ટીની વિધિ :**

આંબુડા સમાજમા પાંચેરાની વિધિ પાંચમા દિવસે કરે છે. તે દિવસે બાળકનું નામ પાડે છે. આ દિવસે દાયણને બોલાવવામાં આવે છે. પૂજાની સામગ્રીમા અગરબત્તી, સિંદુર કે કંકુ, ચોખા, કાળી દોરી, બાળકને પહેરવાના કપડા, નાળિયેર, દારુ આટલી સામગ્રી દાયણને આપે છે. દાયણ નાળિયેર ફોડે, દારુ તરાપે, અગરબત્તી

સળગાવે અને દેવીના નામે શાક પાડી બાળકના ભવિષ્ય વિશે સારા વિચારો કરે છે. તે દિવસે ઘરના બધા અને આસપાસના લોકો ભેગા મળે છે. નામ પાડવાનો અધિકાર ફોઇનો કે કાકીનો હોય છે. પરંતુ હવે સમુહ રીતે વિચારી બધા થઇને પસંદગી કરે છે. બાળકને કાળી દોરી હાથે બાંધે છે. કાળી મેશનો કે કાજળનો ટીલો કરે છે. કોઇની ખોટી નજર ન લાગે તેવી માન્યતા છે. નામ પાડ્યા પછી જમવાનું બનાવે છે. જમવામાં મરઘી અને કોઇ એકાદ સારી વાનગી બનાવી બધાને જમાડવામાં આવે છે. નામકરણ કર્યા પછી આખા ફળિયામાં કોઇ મીઠી ચીજ વહેંચે છે. અને બધાને મીઠું મોં કરાવે છે. રંધાયા પછી બધા જમીને દાયણ ને વિદાય આપે છે. પાંચમા દિવસે આ વિધિ કરવાનુ કારણ બાળક પાંચ દિવસ સુધી નિંદ્રામા હોય તેમ માને છે. એટલે પાંચમા દિવસે સારી રીતે જાગ્રત થતા તે પ્રસંગ રાખે તેમ માને છે. ત્યાર પછી માતા બાળકને વિશેષ કાળજી લે છે.

**સમાજનો પોતાના ખ્યાલનો ઇતિહાસ :**

આ સમાજ સૌથી પહેલા ક્યાંથી ક્યાં અને કેવી રીતે અસ્તિત્વમાં આવ્યો એ જે તે સમાજના લોકોની પાસે પોતાની મૌખિક કોઇ વાર્તા, લોકકથા, સ્વરુપે તેમની પાસે હોય છે. આંબુડા સમાજ પોતાના પુર્વજો પાસેથી મળેલી મૌખિક વાતો દ્વારા ઇતિહાસની કેટલીક વિગતો બતાવે છે.

એક માન્યતા પ્રમાણે એક ઇંડૂ હતું. તે ઇંડાનો વિકાસ થતાં એ ફુટે છે. એમાંથી આખુ આકાશમંડળ પથરાય છે. એ આકાશ બન્યા પછી ધીરે ધીરે માણસોની ઉત્તપતિ થાય છે. પહેલા આ ધરતી પર એક માત્ર સત્તપુરુષ હતો એમ કહેવાય છે. તેના પછી કાળપુરુષે અનેક માનવીઓનું સર્જન કર્યું. આ સમાજ કોઇ એક જગ્યાએ નહી પરંતુ

ભટકતું જીવન ગુજારતો હતો. એ ખાવાની શોધમાં અને જે જગ્યાએ બીમાર થતાં એ જગ્યા નથી સારી એમ માની એક જગ્યાએથી બીજી જગ્યાએ જતો હતો. આમ ભટકતાં-ભટકતાં એ આ તામણખાડી નજીક પણગામ સ્થાપીને અહીં રહેવા લાગ્યો. પછી ત્યાં એક ગામ મોટું હાલમા અસ્તિવ ધરાવે છે. એ ગામમા અત્યારે ૬૦ થી ૭૦ ઘરો આવેલા છે. એની આસપાસના ૧૦ થી ૧૫ ગામોમાં આ આંબુડા સમાજ રહેલો છે. તેની ઉપરથી એમ તારણ કાઢી શકાય કે આજ ગામોમાથી તેમના સમાજના પુર્વજો હશે એમ કહી શકાય છે.

બીજી એક માન્યતા પ્રમાણે સૌથી પહેલા માનવીની ઉત્પતિની વાત હોય ત્યારે પહેલા તો ધરતીની વાત થાય. કારણ કે ધરતી હોય પછી જ માનવીની વાત થાય. આ ધરતી એક કાચબાની લોહીમાથી બને છે. એ ધરતી થયા પછી માનવી તો હશે જ એમ માને છે. પરંતુ એના પછી એકવાર રેલ આવવાની હતી અને એની જાણ સુથારને પડતાં એ એક પેટી ઘડી તેમાં બે ભાઇ-બહેનને મુકે છે. એ જ પેટી ત્રણ દિવસ સુધી રેલમા તણાઇને જતા એક મોટો પથ્થર આવે છે. હાલમા પણ આ પથ્થર સાતપુડામાં છે. અને ત્યાં લોકો શ્રધ્ધા રાખી એક મહિનાનો ઉપવાસ કરી પાંચ વર્ષ સુધી માનતા રાખી ચઢવા જાય છે. આ જે પથ્થરને ત્યાં આ બન્ને ભાઇ-બહેન બહાર આવે છે. ત્યાર પછી તેમનું મિલન થાય છે. બાળકો થાય છે. આમ એના પછી કેટલાક કુટુંબ થઇ તેમાનો આ એક અમારો આંબુડા સમાજ છે. તેવી માન્યતા છે.

**મરણ વિધિ :**

આદિવાસીના ઘરે કોઇનું મૃત્યુ થાય તો ઘરના બધા રડવાનું ચાલુ કરી દે છે. આ રડવાનો અવાજ સાંભળી

ફળિયાના બધા માણસો દોડી આવે છે. શબને જુએ છે. કેવી રીતે આ થયું તેની પુછ પરછ ચાલુ થઇ જાય છે. ગામમા બધાને ખબર થઇ જાય છે કે આ નામના વ્યકિતનું કે બહેનનું મરણ થયુ છે. જો સવારમા મરણ થયું હોય તો સાંજ સુધીમાં તેનો અગ્નિ સંસ્કાર કરી દેવામાં આવે છે. જો સાંજે મરણ થયું હોય તો બીજા દિવસે કરવામાં આવે છે. તુર અને થાળી વાળો આવી વગાડવાનું ચાલુ કરી દે છે. આ તુર અને થાળી જેટલા વિસ્તારમા સંભળાય તેટલા વિસ્તારના લોકો સમજી જાય છે કે કોઇનું મરણ થયું છે.

બીજા ગામના બધા સગાને ખબર કરવામાં આવે છે. ગામના અને સગા સંબંધી લોકો આવે છે. સાથે બધા થોડું અનાજ ચોખા કે ઘઉની થુલી લઇને આવે છે. એક ટોપલામાં મુકે છે. આવનાર દરેક જણ પૈસા  ધોતી પાથરી હોય ત્યાં મુકતાં હોય છે. એજ પૈસા જે મરનાર હોય તેમના ઘરનાને મદદ રુપ જે સામાન વિધિ માટે લાવવાનો થાય તેમાં ઉમેરો કરે છે. તેમને અગ્નિ સંસ્કારનો સમય આપવામાં આવે છે. તેટલા સમયે બધા હાજર થાય છે.

મળદાને નવડાવવામાં આવે છે. જો મરનાર પુરુષ હોય તો પુરુષો નવડાવે જો સ્ત્રી હોય તો સ્ત્રીઓ નવડાવી કપડા પહેરાવી તીલક કરી અને  તેના પર ફૂલ ચડાવે છે. બધી સ્ત્રીઓ પોતાના લાગણી પ્રમાણે નામ લઇને રડતી હોય છે. કેટલીક સ્ત્રીઓ જેમ પક્ષી પોતાના બચ્ચાને માટે તરફડતા હોય તેમ અવાજ કરી વેદના બતાવે છે. તે દિવસે ઘરે જમવાનું ન બનતા એક વખત કે પછી આખો દિવસ ભુખ્યા રહે છે. સમય થતાં તુરનો ચાળો બદલાઇ છે. શબને તૈયાર કરી એક હાંડલીમાં જમવાનું તેના માટે બનાવવામાં આવે છે. મળદાને લઇ જવા માટે એક વાંસની ઠાઠળી બનાવે છે. તેની અંદર દક્ષિણ તરફ માથુ કરી સુવાડી દેય છે. તુર અને થાળી વાળો આગળ થાય

છે. તેની સાથે હરવાણીયો એટલે કે વિધિ કરનાર એક થેલીમા ડાંગર હાથમા સળગાવેલ છાણુ અને નાની માટીની માટલી લઇને આગળ નિકળે છે. ઘરથી થોડે દુર જઇ મળદાને નીચે ઉતારે છે. ત્યાં માટલી ફોડે છે. ત્યાંથી સ્ત્રીઓએ પાછા વળી જવાનું હોવાથી મરેલાનું મુખ જોઇ સીધા નદી તરફ જાય છે. એ મળદુ ઉતારે એ જગ્યાને વિહામો કહે છે. ત્યાં પુરુષો દાણા વેરે અને માટલી ફોડી મળદાને  આગળ સ્મશાને લઇ જાય છે.જો પુરુષ મર્યો હોય તો તે સ્ત્રીને ત્યાં બંગડી ફોડે છે. બધો શણગાર કાઢી લેવામાં આવે છે. જો સ્ત્રી ન કાઢે તો બીજી સ્ત્રીઓ જબરજસ્તી કરી કઢાવે છે. તે સમયે જે તે સ્ત્રી ખુબ રડતી હોય છે. તેને કંઇ ભાન રહેતું નથી. તેને બીજી સ્ત્રીઓ નદીએ લઇ જઇને નવડાવે છે. જો બાળકો નાના હોય અને જો પિતાનુ મરણ થયુ હોય તો સ્ત્રી પર આભ તુટી પડવા જેવી બાબત બને છે. શરીર સુખ તો ન મળે પરંતુ બાળકોનો ઉછેર કરવો અઘરું થઇ પડે છે. એ બાબતથી સ્ત્રી  ગભરાતી હોય છે. તેની હાલત ઘણી ખરાબ થાય છે.

આગળ વિધિ કરનારો પાછળ તુર અને થાળી વાળો ચાલે છે. મળદાને લઇને  સ્મશાને પહોચે છે. ત્યાં જે ધાન્ય ફેકવાની બાબત છે. તે મરનારનો ધન ધાન્ય નાશ કરવાનુ પ્રતિક છે. જયારે માટલી ફોડવાની રીત કણકંસારીનું અંતનુ પ્રતિક છે. અહીંથી સ્ત્રીઓને ન જવા દેવાનું કારણ માત્ર એટલું જ કે સ્ત્રી અતિસંવેદનશીલ હોવાથી તે સહન ન કરતા આગમા મરનાર વ્યકિત સાથે કુદી પડે એટલા માટે સ્ત્રીઓને સ્મશાને લઇ જવામા આવતી નથી.

વિહામાંથી મળદાને ખાટલા પર ઉચકીને આગળ ચાલે છે. હારવાણીયો, ભાતવાળો, તુરવાળો, આગળ ચાલે છે. તેની પાછળ ખાંટલાવાળા ચાલે છે. સમાજનાં લોકો વારા ફરતી ખાંધ આપે છે. સ્મશાને પહોચ્યા પછી

બધા સગાં સંબંધી અને ગામના લોકો દાગ(આગ) આપવા જગ્યા પસંદ કરે છે. હારવાણીયો અનાજ અને ફુલ ચઢાવી જગ્યા નક્કી કરે છે. જગ્યા નક્કી કરે ત્યાં બાજુમાં ખાટલો ઉતારે છે. ભાતવાળો ખાટલા પર બેસે છે. પછી બધા સગાંઓ તેને રાંધેલુ ભાત મુખમાં મુકે છે. બધા લાગતા વળગતા પાણી અને ખાવાનું મુકે છે. ત્યાર પછી ઉલ તૈયાર કરે છે. પહેલું લાકડું હારવાણીયો મુકે છે. ઉલ તૈયાર થયા પછી તેની ફરતે મળદાને લઇને ફરે છે. વિધિ કરવાની સામગ્રી લેનાર હારવાણીયો, પોટલાવાળો, તુરવાળો, આરતીવાળો આ મડદા સાથે ફરે પછી હુલ પર ખાટલો મુકે છે. મડદાના બન્ને હાથમાં હાવરાનાં લાકડાનાં બે ટુકડાં આપે છે.(આ ટુકડા આપવાની વિધિ આંબુડાના અમુક વિસ્તારમાં જોવા મળે છે.) પછી લાકડા મુકે છે. લોકો છેલ્લે ફૂલ અને ચોખા મળદાને ચઢાવે છે. વિધિ કરનાર પાણી લેવા જાય છે. ખાખરા પાતરો અને એક ટૂકડો તેનું દાતણ કરે છે. ટેચકી વીળા ત્રણ પાન મુકે છે. ત્રણેય જગ્યાએ શાક પાડે છે. રાંધીને લાવેલો ખોરાક ત્રણેય પાંદડામા મુકે છે. પાણી પણ ત્રણ વખત મુકે છે. પછી ઘરના આવેલ વ્યકિત મરેલાને જમણ ત્રણ વખત આપે છે. ત્યાર પછી પાંચ વખત ટોચ હુલને મારવામાં આવે છે. હારવાણીયો અથવા ઘરનો કોઇ માણસ અગ્નિદાહ આપે છે. જયાં સુધી મડદું બળે નહીં ત્યાં સુધી બે-ચાર માણસ ત્યાં રહે છે. બળી ગયા પછી આવીને સ્નાન કરે છે. બાકીના બધા માણસો પહેલા સ્નાન કરી લે છે. સ્ત્રીઓ પણ સ્નાન કરે છે. ફરી એકાદ ઝાડ નીચે બધા ભેગા થઇ ત્રણ ખાખરાના પાનના પળીયા બનાવી દારુ રેળે છે. વિધિ કરનાર એક બીજાના હાથમા અદલ બદલ કરે છે. પંચશ્રી વિધિ કરનારને જે કંઇ આપવાનું હોય તે આપે છે. ગામનો જો રિવાજ હોય તો આપે છે. નહીંતર આપતા નથી. પંચની સમક્ષ વોરીહો કાઢવામા આવે છે. હોરગી કોલી, ભોસમ કોલી, ગુદ વોરી આ સમયે પંચશ્રી નાચે અને બારમું કરવાનું કે ત્રિજયુ તે નક્કી કરે છે.

કોટીયો છેલ્લે નાચે છે. ત્યાર પછી લોકો છુટા પડે છે. આ પહેલા સ્ત્રીઓ પણ વિધિ કરે છે. જેમાં ચાલની શાકનો દારુ સ્ત્રીઓને આપવામાં આવે છે. નદી પર વિધિ કરનાર ડોશી ગુંદઘાસ પકડીને પાછળ હાથ રાખી વિધિ કરે છે. ત્યાં ભાત મુકે છે. એક જગ્યા પર વાવણી કરે છે અને નામ લઇને શાક પાડે અને પાણી પણ આપે છે.આ વિધિ સ્ત્રીઓ પુરુષો કરતા પહેલા કરે છે. જે પાંચ જણ છેલ્લે આવે તેને એક વડીલ ભાઇએ ઉમરાની ડાળ લઇને અગરબત્તી સાથે પાણી છાટે છે.

મરી ગયા પછી અગ્નિ સંસ્કાર થયાના બીજે દિવસે વિધિ કરનાર રોટલો, શેકેલુ ઇંડુ, દારુ, ચાય, પાણી આટલી વસ્તુ લઇને સ્મશાને જાય છે. ત્યાં જઇ જાબુંડાના ડાળખા હુલી ફરતે મુકે છે. માટલીમા પાણી મુકે છે. વિધિ કરનાર દાતણ કરે અને શાક પાડી રોટલો આપે છે. જે બળેલું ન હોય તેને ફરીથી બાળે છે. બીજા દિવસે સાંજે મહોણીયાને ખાવાનુ મુકે છે. જમીન પર લોટ પાથરે છે. વાટકીમા ખાવાનું મુકે છે. સાથે પાણીનો ગ્લાસ મુકીને ટોપલી વડે તેને ઢાકી દે છે. આમ બે-ત્રણ દિવસ મુકે છે. મરણના બીજા દિવસે ભગત થઇ ગયેલા આંબુડા ભજનર્કિતન કરે છે.

ઘણી જગ્યાએ આજ સમાજમા ત્રીજા દિવસે અથવા પાંચમા દિવસે બધા પાછા ભેગા મળે છે. વાળંદને બોલાવે છે. પુરુષોને મૂંડન કરે છે. દાળી અને મુછ પણ કાઢી નાખે છે. આમાં દરેક સગા સંબંધીને ભાગ લેવો પડે છે. આ વિધિ મોટે ભાગે ભગત થયેલા હોય તે લોકો કરે છે.

**બારમાની વિધિ :**

આંબુડામા બારમાની વિધિ માણસ મરી ગયા પછીના બાર દિવસે કરે છે. અને જો નાનો બાળક હોય તો પાંચમા દિવસે કરી દે છે. જે દિવસે બારમું હોય તે દિવસ પહેલા ગામમા અને સગા સંબંધીને મૃત્યુ વખતે બધાને જાહેર કરેલ હોય તે પ્રમાણે આવે છે. સાંજના સમયે તુર, પાવી અને થાળી બાંધવામાં આવે છે. સવારે સગા સંબંધી અને ગામવાળા લોકો ભેગા મળે છે. પંચમાં ચાદર પર પૈસા લોકો મુકે છે. તે પૈસા ભેગા ગણીને એજ પૈસામાંથી વિધિ માટેની વસ્તુ ખરીદવા જાય છે. તેમા સુપડૂ(હુપડો), છીબલી(ટોપલી), થાળી, ધોતી, કપડા, માટલી-૨, હાડલી-૨, ટોપલો-૧, કાળો દોરો, કાસકી, મરઘી-૨ પુરુષનું બારમું હોય તો આટલી વસ્તુ લાવે છે. જો સ્ત્રીનું બારમું હોય તો આટલી જ વસ્તુ આવે છે. પણ તેના માટે ધોતીની જગ્યાએ લુગડું લાવે છે.

બે મરઘીમાંથી એક મરઘી હારવાણીયો દોરી બનાવી મરઘીને બાંધે છે. મરઘીને મોટા ટોપલામા મુકી ત્યાર પછી બહાર કાઢે છે. થાળીમા ભાત હોય છે. એક દેગડુ પાણી અને દારુ હોય છે. ઉંબરા પર ત્રણ શાક પાડે છે. કુકડીને એક પથ્થર અને સાગની લાકડી માથાંમાં મારીને બલીદાન આપે છે. પછી મરઘીને ધોવા માટે લઇ જાય છે. શાક પાડે છે. આ વિધિમાં અત્યારે નારિયેળનો પણ ઉપયોગ થાય છે. જે પૈસા ભેગા થયા તેમાંથી તુરવાળાને આપે છે. બાકીના પૈસા માલિકને આપી દે છે. તુરવાળાને ઘરમા બોલાવે છે. ધોતી પકડીને બહાર આવે પાંચ વખત ગોળ ફરીને નાચે છે. પછી સ્મશાનમા જાય, વિહામે જઇને ઉભા રહે ત્યાં જમવાનું મુકે અને શાક પાડે છે. ત્યાંથી સ્ત્રીઓ વળીને નદીએ જાય છે. પુરુષો મહાણે જમવાનું લઇને આગળ વિધિ કરનાર, તુરવાળો, ભાતવાળો તેના ઉપર બે જણ ધોતી પકડીને ચાલે છે. એની પાછળ સમાજના બધા માણસો જાય છે.

ત્યાં જઇને યોગ્ય જગ્યાએ દેગડામાંથી પાણી છાંટે છે. ચારે ખુણા પર અગરબત્તી સળગાવે છે. વિધિ કરનાર રાખ ભેગી કરે સાથે લોકો પણ રાખ ભેગી કરે છે. આ ભેગી કરેલી બધી રાખ બાજુમા મુકી અને તેમાથી થોડીક રાખની મૂર્તિ આકાર બનાવે છે. એની બાજુમાં ૬ થાબલી, ૩ વળી, પાંચ નળીયાનું ઘર બનાવે છે. ત્યાર પછી વિધિ કરનાર તેને પાછળથી પગ લગાવીને પાડી દે છે. ખાખરાની ત્રણ ડાળખી મુકી તેના ઉપર ત્રણેય પર શાક પાડે છે. આ ત્રણ પાંદડામા એક મરનાર માટે બીજુ યમ અને ત્રીજુ પહેલા મરેલા પુર્વજો માટે મુકવામાં આવે છે. આ ત્રણેય પાંદડામા જમવાનું મુકી શાક પાડે છે. ત્યાર બાદ બધા લોકો નદી તરફ નાહવા જાય છે. ત્યાં સ્ત્રીઓ નદીએથી બધાની પહેલા આવે બધાને પાણીનો છાંટો નાખે છે.

આમ ઘરે આવી એક સુપડામાં ઓતો, ખાખરાની ત્રણ ડેચકી બે માટલી મુકે અને માટલીને કાચો દોરો બાંધે છે. એક હારવાણી અને પાવી વાળો છાબી અને ભાતની ફોલ રાખે છે. માટલીનુ પાણી ડોવડીમાં એક છાક દારુ લઇને વિહામે જઇ ત્યાં મુકી અને શાક પાડે છે. માટલી, થોબલો, ચારલી, તપેલી અને તવો આટલી વસ્તુ ઘરની છીટીમાં મુકી પાંચ વ્યકતિને ત્યાં ઉભા રાખીને તેઓને ખાંધ ઉતારો કરે પગ ધોવાડે ત્યાર પાછી ખાંધ ઉતારો કરે અને પછી પાંચ છાણના ગોળા તેના ઉપર પાંચ વખત ચોખા ઉતારી ઘરમા મુકે છે. ઘરના બે માણસો ઉપવાસ રહે છે. તેઓને હાથ પગ ધોવીને ઉચકીને ઘરમા લઇ જવું આવી રીતે બે વખત કરે છે. તેમાં ઉપવાસ તોડવા માટે આવુ કરે છે. આરતી બનાવી થાળીમાં ચોખા મુકે આરતી ઉતારી ઉપવાસ તુટીયો કે કેમ ? તે પુછે છે. જો તેઓ હા પાડે તો આગળ વિધિ થાય છે. એક બાટલીમાં દારુ, લુગડો, પાઘડી, કાસકી, ખમીસ, ધોતી, વેડલી આટલી વસ્તુ મુકે છે. કોઈ ઘરની બહેનના માથા ઉપર મુકે. ચુલા ફરે તુરવાળા સાથે પાંચ વખત ફરવું તેના પછી નાચતા

નાચતા બહાર નીકળે છે. એક ચાદર પાથરીને વેડલી વાળા બેસે છે. માટલી વાળો શાક પાડે છે. ત્યાર પછી પુરુષ હોય તો પાઘડી બાંધે છે અને જો સ્ત્રી હોયતો લુગડુ મુકે છે. દારુ બધાને આપે છે. મિલની ઓટલા ઉપર મેલાના પૈસા કાઢી ગણે છે. પંચના પાંચ માણસો ભેગા મળી ગણતરી કરે છે. આ પૈસા માંથી તુરવાળાને વિધિ કરનારને અને પાવી વાળાને એ બધાને મંજૂરી ચુકવે છે. સુપડામાં મરચાં, લોટ, કોદરા તેમા પૈસા નાખી ગામવાળાને આપે અને જો મેલાના પૈસા જે બચે તે માલિકને આપે છે. બીજા દિવસે ફરી માલિકના ઘરે ભેગા થાય છે. ત્યાં પૈસા ભેગા કરી દારુ લાવીને વહેચીને પીવે છે અને છૂટા પડે છે.

આંબુડા સમાજમા બારમાની વિધિ કરે છે. પરંતુ અત્યારે આધુનિકતાને લીધે તેમા બદલાવ થતો જાય છે, અને જે વાસ્તવિક રીતે થતી વિધિ આજે લુપ્ત થતી જાય છે.

**લગ્નમા ગોત્રની ભૂમિકા :**

આંબુડા સમાજના લગ્નમા ખાસ કોઇ ગોત્ર કે નાત જાત વિશે માહિતી મળતી નથી. પરંતુ કુળ દેવી હોય છે. તેઓ કુળ દેવી યહામોગીને માને છે. આ સમાજમાં ગમે તે કુળ કે ગોત્રમાં લગ્ન કરી શકે છે. તેમાં જાતિ જોવામાં આવતી નથી. બધા સાથે લગ્ન કરી શકે છે. તેમા કોઇ કુળ કે ગોત્ર લગ્ન કરવા માટે બંધન હોતો નથી તે માત્ર કાકાની છોકરી કે છોકરા સાથે લગ્ન કરતા નથી. એ સિવાયના બધા સગા સંબંધી ધારો કે મામા, ફોઇ આ ઉપરાત બીજા સગાઓ સાથે લગ્ન કરી શકે છે. તેમાં ભેદભાવ જોવા મળતો નથી. આમ રોટી અને બેટી વ્યવહાર થાય છે.

આંબુડા વસાવા સમાજમા આમ તો લગ્ન બે-ત્રણ પ્રકારે પહેલા થતા હતા. પરંતુ હવે તેમા પણ બદલાવ આવી રહ્યો છે.

**સમાજ માન્ય લગ્ન :**

આમા સમાજની સંમતિથી લગ્ન કરવામં આવે છે. પહેલા છોકરા કે છોકરીના મા બાપ તથા સગા સંબંધી છોકરી અથવા છોકરાની પસંદગી કરી વાત ચલાવે છે. કોઇક જગ્યાએ એવુ પણ થાય કે છોકરી છોકરાને પસંદ કરીને પુછવા મોકલે છે. તેમા બન્ને પક્ષ વાળા જો હા પાડે તો આગળ વાત ચાલે છે. અને પછી આદિવાસી સમાજના રીતરિવાજ મુજબ પરણી જાય છે.

**ફૂલહાર :**

આંબુડા સમાજમા જો છોકરો અને છોકરી બન્ને વચ્ચે સુમેળ થાય. એ રાજી હોય તો વરપક્ષના ૨૫ થી ૩૦ માણસો આવીને છોકરીવાળાને રુ ૧૦૦ દહેજ આપીને તે જ દિવસે ફૂલહાર પહેરાવી લગ્ન સંબંધથી જોડે છે. આ વિધિ પહેલા માત્ર ગામના પંચો મળીને જ કરી દેતા પણ આજે કોર્ટમા પણ જઇને કરે છે. કોઇ વખત તેમની વચ્ચે પ્રેમ હોય ત્યારે પણ ફુલહારથી લગ્ન કરી લેતા હતા.

**ઘર જમાઇ :**

આંબુડા સમાજમા ઘર જમાઇનો રિવાજ છે. પરંતુ વધારે પ્રમાણમા જોવા મળતો નથી. છોકરા પક્ષે એવુ

હોય કે તે બહુ ગરીબ હોય તેના માતપિતા ન હોય અથવા વધારે ભાઇ હોય તેવા છોકરાને ઘરમા મુકે છે. એવી જ રીતે છોકરી પક્ષે તેના કોઇ ભાઇ ન હોય અને એકની એક છોકરી હોય.જમીન વધારે હોય. તેવી છોકરીને ઘરમા રાખે છે. આમા વરપક્ષ વાળા છોકરીના ઘરે પરણવા જાય છે. વરરાજાને ત્યાં જ મુકીને આવતા રહે છે. તેમા દહેજ પ્રથા નથી હોતી. પહેલા રાજાના સમયે તેમના વંશમા ઘણા છોકરા હોવા છતા રાજમહેલમા સૈન્ય સંબંધ વધારવા દિકરીને ઘરમા જ રાખતા હતા. આ ઘરજમાઇમાં પણ લગ્ન વિધિ કરીને જોડતા હતા.

**છોકરી ઉપાડી જવીઃ**

આંબુડા સમાજમા આ પ્રમાણે લગ્ન બહુ ઓછા જોવા મળે છે. તેમા કોઇ વચ્ચે પ્રેમ હોય. છોકરાની ઇચ્છા લગ્ન કરવાની હોય. પરંતુ છોકરીની ઇચ્છા ના હોય અથવા સમાજ કયારેક મંજૂરી ન આપે તેવા સમયે છોકરી જો કોઇના લગ્નમા, મેળામા સોગાડીયાં જેવા પ્રસંગોમાંથી જબર જસ્તી ઉપાડી જઇ સંબંધ બાધીને પત્ની બનાવે છે. તેમા પંચ મળે  છોકરાના બાપ પાસે ૧૦૦૦૦ થી ૧૫૦૦૦ હજાર જેટલા રુપિયા લે છે. એ બન્નેને પતિ-પત્ની બનવાની છુટ બન્ને પક્ષના પંચો બેસીને નક્કી કરે છે. જો એમ ન થાય તો દંડ લે છે. છોકરી વાળા પોતાની છોકરીને તેમના ઘરે લઇ જઇ શકે છે. હાલમા તો આવી બાબતો પોલીસ સ્ટેશન સુધી જાય અને તેનો ભાગો તોડો કરે છે. તેમા પંચને પણ એ પૈસામાંથી આપવા પડે છે. તે પંચનો લાગ કહેવાય છે.

**પ્રેમ લગ્ન :**

છોકરા અને છોકરી વચ્ચે પ્રેમ થાય અને એ તેમની ઇચ્છા મુજબ સમાજને મંજુરી વગર લગ્નગ્રંથિથી જોડાઇ તેને પ્રેમ લગ્ન કહે છે. એમા બન્ને બાજુના પંચ મળી ૫૦૦૦ હજાર છોકરા તરફથી છોકરીના બાપને આપવા પડે છે. અથવા પંચ જે નક્કી કરે તે પ્રમાણે આપવા પડે છે.

**કોર્ટ લગ્ન :**

જો છોકરીની અને છોકરાની ઇચ્છા લગ્ન કરવાની હોય પરંતુ તેમના માતપિતા ના પાડે તો એ કોર્ટનો આશરો લઇને બે પતિ-પત્ની બની જાય છે. તેમા કોર્ટના નિયમો અનુસાર કરે છે. જેમા પાંચ હજાર રુપિયાનો ખર્ચ થાય છે. પછી એ બન્ને ઘરે આવે તે સમયે બે બાજુના સંબંધ જળવાઇ રહે એના માટે પંચ મળી થોડુ ઘણુ પંચનામુ કરે એટલે કે થોડાક પૈસા લે છે.

**સ્વેચ્છાએ છોકરી છોકરાને ઘરે જઇ લગ્ન કરે :**

આદિવાસી સમાજમા જો કોઇ છોકરીને છોકરો ઘણો ગમતો હોય. અને છોકરો લગ્ન જલદી ન કરે અને તેવા સમયે ઘરના બીજે લગ્ન કરવાના હોય. એવી સમજ જો છોકરીને પડી તો તે છોકરાને ઘરે જાતે જતી રહે છે. પછી ત્યાં પંચ બેસી તે બન્ને વચ્ચેના લગ્ન સંબંધની જોડી કરી આપે છે. તેમા જો પંચ ધારે તો છોકરાના બાપ તરફથી છોકરીના બાપને પૈસા આપી શકે છે.

**એકથી વધારે છોકરી સાથે લગ્ન કરવા :**

આંબુડા સમાજમાં આ પ્રથા ઓછી જોવા મળે છે. કોઇ પુરુષની પત્ની મરી ગઇ હોય.અથવા છોકરા ન થતા હોય. તેવા સમયે બીજી પત્ની કરી શકે એવી સમાજની રીત છે. તેમા બીજી પત્ની રાખતા પહેલા અગાઉની પત્નીની મંજુરી લેવી પડે છે. જો એ મંજુરી આપે તો જ કરી શકાય છે. તેમા પણ બન્નેને રાખવા પડે છે. સમાજની કે પત્નીની મંજુરી વગર જો કોઇ પુરુષ રાખે તો સમાજ તેની પાસે દંડ લે છે. જો કે આવુ આંબુડા સમાજમા જોવા નથી મળતું.

**લગ્ન વિધિઃ**

આ સમાજ જીવનમાં લગ્નને ખૂબ પવિત્ર માને છે. આ વિધિથી જીવન સ્થિર બનાવી પોતાના વંશનો સાંસ્કૃતિક વારસો જાળવી શકાય છે. લગ્ન એ સહવાસ અને સહજવનનું પવિત્ર પ્રતીક છે.

**મંડપમુહૂર્ત :**

સગાઇ થાય પછી આ સમાજમાં ફળિયાના લોકો સાથે મળીને લગ્નની તૈયારીઓ ૧૫ દિવસથી ચાલુ થઇ જાય છે. લગ્ન માંડવો નવ થાંબલાનો બનાવવામાં આવે છે. તેના ઉપર વાંસ તથા જાંબુડાના ડાળખા નાંખવામાં આવે છે. માંડવાની શોભા વધારવા માટે રંગીન કાગળની અલગ અલગ ડિઝાઇન બનાવી લગાવવામાં આવે છે. પહેલાના સમયમાં આખા ગામના લોકો મદદ કરતા હતા તે સમયે જંગલ ખૂબ જ હતું દરેક ઘરથી એક એક બળદ ગાડું લઇને જંગલમાં નવા થાબલા લેવા માટે જાય તે પહેલા જંગલમાં પૂજા કરી વૃક્ષ કાપતા ખાડા ખોદે ત્યારે પણ

શાક પાડતા. દરરોજ સાંજે મોટો ઢોલ વગાડીને નાચવામાં આવે છે. ગીત ગાય છે. આજુબાજુના ગામના લોકો રાત્રે લગ્ન જોવા માટે અને નાચવા માટે આવે છે.

નવ ચોવડુ યા માંડવો કેડાય બનાવ્યો બેના
નવ ચોવડુ  ઓ માંડવો હોલીયા
હુતારીર્યા બનાવો બેના લેખાઇ
બેના લેખાનવ ચોવડુ છબીલી કેડાય બનાવી બેના લેખારી
નવ ચોવડુ ઇ છીબલી દિવાલીયા
ભગાડાય ઇ

ગરબુ  માંડવે વા બેના કેડો નાય આવી ઉભી રે
ગરબુ  માંડવે વા બેના કેડો નાય આવી ઉભી રે
મેરાલી કાકાહી બેના તીબી આવી ઉભી રે
ગરબુ  માંડવે વા બેના કેડો નાય આવી ઉભી રે
મેરાલો  પાવુહુ  વા બેના આગલા ફીરી રીઇહો.
ગરબુ  માંડવે વા બેના કેડો નાય આવી ઉભી રે

લગ્નના બે ત્રણ દિવસ આગળ લગ્ન અંગે જાણકારી આપવા આમંત્રણ માટે ચોખા હળદરમાં પલાડી ચાર પાંચ જણ આખા ગામમાં તથા નજીકના ગામમાં જઇ બારણે તોરણ આંબાના પાંદડા અને ચોખા નાંખી દરવાજાના આજુ બાજુ પુંજ પાડવામાં આવે, ઘણી વખતે પૂંજ પાડવા વાળાને પાંચ દશ પૈસા આરતીમાં આપતા હતાં. હાલમાં આ સમાજ પણ લગ્ન કંકોત્રી છપાવે છે.

**હળદરવિધિ :**

આ સમાજમાં હળદરવિધિને ખૂબ જ મહત્વ છે. સાંજે પાંચથી સાત વાગ્યાના ગાળામાં વર કન્યાને હળદર ચઢાવે છે. હળદર તેમના સગાસંબંધી ચઢાવે છે. ત્યારબાદ પાંજરી (ગાડામાં મૂકે) પર બેસાડીને વ્યકિત મંડપમાં નવ ફેરા ઢોલના તાલે નચાવવામાં આવે છે. વર કન્યાને નીચે પગ મુકવા દેતા નથી. એક પછી એક વ્યકિત વર કન્યાને ઉચકે છે. આજુબાજુ ગામ વાળા લગ્નમાં ઢોલ લઇને આવે છે. રાત્રે ઢોલ વગાડનારને હરિફાઇ રાખવામાં આવે છે. બધા ઢોલ વાળાને ઇનામ આપવામાં આવે છે.

હલ્દી બાર વાગ્યા ગાડીર્યા મે આવી
ભાયા તુ જાગેજ જ રહેજા રા
હલ્દી તીના વાગ્યા ગાડીર્યા મે આવી
ભાયા તુ સ્ટેશનાહી રહેજા રા

હલદી કહેડામે ખાડાય રે
ઝીણી રુમાલ જો...
હલદી ઉગલા મે ખાડાય રે
ઝીણી રુમાલ જી...
હલદી કહેડા મે દલાય રે
ઝીણી રુમાલ જી...
હલદી કોટી મોદલાય રે
ઝીણી રુમાલ જી...

આસ્તર હેલદ ચોંડે
ચોંડે આમા ભાયા લે...
કાદુ મીઠી હેલદ ચોંડે
ચોંડે સોરી લાવડીને લે...

**જાન :**

આંબુડા સમાજમાં વર પક્ષ તરફથી જાન લઇને છોકરીને ત્યાં જાય છે. પહેલા ગાડલા લઇને જતા પણ

હાલમા વાહનો લઇને જાય છે. ત્યાં ગામમા પહોંચતા નજીક કોઇ મોટું ઝાડ જેવા કે મહુડો, આંબો કે કોઇ છાયા વાળા ઝાડ નીચે ઉતારો આપવામાં આવે છે. ત્યાર બાદ લગ્નની વિધિ શરુ કરવામા આવે છે.

જો અગાઉ પોટલો ન આપેલ હોય તો તરત જ આપવા જાય છે. લાડી માટે સામાન આપે તેમા સાડી, ચણીયો, બંગડી, સાંકળા, મંગળસુત્ર, શૃંગારના સાધનો આટલી વસ્તુ હોય છે. છોકરી કપડા પહેરે તૈયાર થાય તે માટે ગીત ગાતા ગાતા જાય છે. જયાં બેસેલા હોય ત્યાં હળદ અદલ બદલ કરવામાં આવે છે.

**માંડવો/ઠોકવાની વિધિઃ**

માડવો ઠોકવાની વિધિ માટે ઉતારાથી વરપક્ષના ઢોલ વગાડી નાચતા આવે છે. વરને ઘોડા પર કે મામા ઉચકીને ખભા પર બેસાડી માંડવા ને તલવારથી ધીરેથી અડાડે છે. ત્યાર બાદ ફરી ઉતારે જાય છે. એ સમયે વર પક્ષવાળાને છોકરીના માંડવામાં નાચવા કે ખાલી પણ જવાનું હોતુ નથી જો જાય તો દંડ લેવામાં આવે છે.

આમા માંડવ કાહા આલીવા વેચી હીજળીવા
આમા માંડવ કાહા બીગાડીયો વેચી હીજળીવા

**છેડા જોડવા :**

છોકરીને તૈયાર કરીને મંડપમાં લાવવામાં આવે છે. ત્યારે કન્યા ને વરરાજાના છેડા જોડે છે. તેમા પૈસા અને હળદરવાળા ભાત મુકી દેવનું નામ લઇ શાકપાડી ને વિધિ ચાલુ કરે છે. તે સમયે ગીત ગાય છે.

હેલ્દ બદલુ બદલુ કરે લોબાડ લવડોવા
હેલ્દ નાહા બદલુતી આમા બેનાવા
છેડો ઠીંગળુ ઠીંગળુ કહે લોબાડ લવડોવા
છેડો નાહા ડીગળુતી આમા બેના વા

બન્નેને ખભા પર બેસાડી નાચવામાં આવે છે.

ભાયો બોઠો ભાયો ખાંદીલીયા વે...
લવડી બોઠી લવડી ગોધડીયા વે...

**હેંગલા ઝાડની વિધિ :**

વરરાજા અને કન્યાને સીમળાના ઝાડ પાસે લઇ જઇને તેના થડમા દારુની શાક પાડી પુજા મુકી પૂંજારો મંત્ર દ્વારા વિધિ કરે છે. નાળિયેર ફોડે બન્ને પક્ષવાળા અગરબત્તી સળગાવી શાક,ભાત,ચોખાની પુંજ પાડીને બીડી પીવે છે. પૂંજારે વિધિ કરતો હોય તેવા સમયે ગીત ગાવે છે.

હેગલો લે પુજા હોદે હે ભાયો
હેગલો લે પુજા દેજા રે...
કાકડે પુજા હોદે લવડી કાકડે પુજા દેજા રે...
ભાયો શીશો મોટા હોરો પુજારો પુજે

લવડી છાકે ઓય હોરો ડેલારીર્યા પુજે રે...

**ઉંબરે પાડવાની વિધિ :**

આંબુડા સમાજમાં છોકરીના ઘરે જાન આવવાના દિવસે સવારે ચાર વાગે કુટુંબની બહેનો ગીત ગાતી જાય ઘંઉના લોટમાં હળદર તેલ નાંખી ઉબરે બનાવી તેને બાફે છે. તેમની હાર બનાવી એક હાર છોકરીના ગળામાં અને એક હાર વરના ગળામાં પહેરાવે છે. ઢોલને એક હાર ચઢાવામાં આવે છે. એક ટોપલી ભરીને ઉંબરા લઇ આવે છે. કાકડાના ચાર થાંબલી નાની સુર્ય તરફ મોઢુ બે વાંસ ઉભા કરવામાં આવે છે. તેની વચ્ચે દોરી બનાવી આંબાના પાંદડાનુ તોરણ બાંધવામાં આવે છે. વચમાં નાળિયેર લટકાવેલ હોય છે. ત્યાં નીચે હેંગલો પુંજી વર વહુને નીચે બેસાડી વિધિ કરાય છે.

**વિદાય :**

આખી જાન ઢોલ સાથે નાચતી ગામ દેવીના સ્થળે અથવા હનુમાનના મંદિરે લઇ જઇ અને ઘરે આવીને મંડપમા બેઉ પક્ષવાળા ભેગા નચાવે છે. ત્યાર બાદ વિદાય કરે છે. સાથે એક છોકરીને લાડીને સંગાથ મોકલે છે. જતા સમયે ગીતો ગાય છે .

બેના કો મે આથીવા યાહાકી,
લે ગાયે દહેલી.
બેના નીંગી ચાલીવા યાહાકી,

બેન બેન કામે કેજેવા.
બેના નીંગી ચાલીવા યાહાકી,
બેન બેન વાટા ખાજેવા.

તો પાયા પોનારી  ચાલીવા યાહાકી
તો પાયે કેડો પોરી વા ...
તો કોવા બાનારી ચાલીવા યાહાકી
તો કોમે કેડો બારીવા ...
તો માડા રાધનારી ચાલીવા યાહાકી
તો કોમે કેડો રાંધીવા ...

રામ સલામે નીતાબેન આમુ  જાતર્યા
આમી  આમા કોઓ ...
ખાધો પીધો ગાવર્ચા મિલીને આમુ  જાત્યા
આમી  આમા કોઓ ...

યાદ આવી યાહકી બાહકો રડી લેજે,
હાવકા કોમે
રામ સલામે નીતાબેન આમુ જાતર્યા
આમી આમા કોઓ

**દેવનો ખ્યાલ :**

આંબુડા સમાજમાં દેવ દેવીને માન આપીને પૂજવાની રીત છે. તેનુ પૂજન ઘરમા કોઇ મુશ્કેલી ન આવે એમ માની કરે છે. આ દેવ વિશેની માન્યતા દરેક સમાજમાં થાય છે. પરંતુ તેના સમાજ પ્રમાણે અલગ-અલગ નામથી પુજન થતુ હોય છે.

**ઘરના દેવ દેવી :**

આંબુડા સમાજમા ઘરની કુળ દેવી તરીકે યહામોગીને માને છે. તેમા લોકો પોતાના કોઇ પણ પ્રકારના કામ હોય ઘરમા કોઇ દુખ ન આવે એ માટે માનતા રાખે છે. તહેવારોમા તેની ઘરમા પુજા થાય છે. તેઓ તહેવારમાં મરઘાનું બલિદાન આપી દારુની શાક પાડે છે.

**ગામના દેવ દેવી :**

આખા ગામને સાચવવા માટે કોઇ એક દેવના નામે દરેક ગામમા દેવ અને દેવી હોય છે. આંબુડા સમાજમા

ગામ દેવ અને ગામ દેવતી છે. ગામમા તહેવાર પ્રસંગોમા અને કોઇ કામ ન થતું હોય ત્યારે તેની માનતા રાખે છે. ગામમા કોઇ મુશ્કેલી ન આવે ગામમા રોગો ન લાગે ચોમાસાની ઋતુમા સારા પાકો આવે વરસાદ સારો પડે અને પાકની વાવણી કરી હોય એની સાચવણી કામો ગામ દેવી અને દેવતાને સોપી તેમને માન આપીને પૂજે છે.

કોઇપણ તહેવારોમાં ખુશીનો કે દુઃખનો પ્રસંગ હોય તેવા સમયે અવશ્ય આ ગામ દેવતાની પુજા કરીને વિનવવામાં આવે છે. બીજુ કે ગામને લગતું કોઇ સારું કામ કરવાનું હોય તો ગામ દેવ અને દેવીની માનતા રાખે છે. આ કામ થશે તો એક બકરો કે મરઘો મારીશું તેવી બાધા રાખે છે. ગામમા કોઇ ચોરી ન કરે અને ગામવિરોધી ગામની જાહેર મિલ્કતને નુકશાન ન કરે ગામમા સારું વર્ષ બેસે સારો વરસાદ થાય ખેતીમા ધાન્ય ફળે ફુલે એવી માન્યતા રાખી ગામની દેવી અને દેવતાની પૂજા કરે છે. ગામના પશુઓ, બાળ તેમજ સૌ ગામના પરિવાર સારી રીતે જિંદગી જીવે એવી માન્યતાને લઇને તેઓ તેમને માની ગામના ભાગોળે તેમના પુતળા બેસાડી પૂજા કરે છે.

**સીમના દેવ દેવી :**

આંબુડા સમાજ હિમારીયા દેવ પુજા કરે છે. જેને સીમાડો દેવ કહે છે. જે ગામની ભાગોળે એક અડવાલાકડાને દેવનું નિશાન કરી ત્યાં દેવતાને બેસાડી તેની પૂજા કરે છે. આ દેવતાની પૂજા ગામના બધા માણસો મળી ખર્ચ કરતા હોય છે. જેમા એક આગેવાન માણસ હોય તે ગામમા જયારે સીમ દેવતાનુ પૂજન કરવાનું હોય તેવા સમયે આખા ગામનો ફાળો ઉઘરાવીને જે પૈસા અનાજ પુજાનો સામાન ભેગો કરે અને તેના પછી તેઓ દિવસ નક્કી કરી અને ગામના બધા માણસોને ખબર આપીને ગામના સીમ દેવતાની પૂજા કરે છે.

દિવસે પુજા કરવાની હોય તેનો દિવસ નક્કી કરે, જે કોઇ ઉપવાસ કરવાના હોય તે દિવસે ઉપવાસ કરે છે. આ પૂજાનો સમય વરસાદ ન પડે તે પહેલાનો એટલે જેઠ માસમા પુજા વિધિ આવે તેવી રીતે ગામના વડીલો તેનો સમય નક્કી કરે છે.કેમકે આ ગામના દેવ અને દેવીને ગામના સીમાડો સારો વરસાદ થાય અનાજ સારુ ઉગે વરસાદ માફક રીતે યોગ્ય સમયે થાય ને ગામમા કયારેક ઓછો વરસાદ ન પડે તેવુ કહીને શાક પાડીને દેવને વિનવતા હોય છે. આ પૂજા કરવાના દિવસે બધા ગામના સાથે મળીને જાય છે. જેમા ચાર ટુકડી થઇને ગામમાંથી અલગ-અલગ દિશામા જાય છે. ચારે દિશાના રસ્તા બાંધે છે. ત્યાં આદિવાસીના રીત રિવાજથી પૂજા કરી અને સીમોડાને બાધે એમ કહેવાય છે. ગામનો જે પૂજા કરનાર વડીલ હોય તે પૂજારો અને બીજા પાંચ જણ થઇને વિધિ કરે છે. સીમોડા દેવને દારુ તરાપીને અને અમારી પર દયા કરીને બધુ સારુ રાખજે એમ તેઓ કહે છે. વરસાદ સારો પાડજે ચોમાસાની ઋતુમા જીવજંતુથી માડીને અનેકને રોગ થશે તે ન થવા દેજો આમ શાકપાડીને દેવને કહે છે. ડાંગરના અને જુવારના દાણા મુકીને મરઘીનું બલીદાન આપ છે. આમ આદિવાસીઓ આવી રીતે ગામ દેવની પૂજા કરીને દેવ તરીકે માને છે. આ ગામ દેવતાનો પૂજા કરવાનો સમય સવારનો વિધિ કરનાર રાખે છે. આ પૂજા કરીને સાજે બધા ગામના જમવાનું બનાવીને ખાય છે. જે પહેલા ગામ દેવતી અને હિમાર્યા દેવને આપે છે. પછી પોતે અને ઘરના બધા માણસોને જમાડે છે. આમ આ ગામદેવ અને ગામ દેવતીની પૂજા થાય છે.

**ખેતરના દેવ દેવી :**

ખેતીના જુદા જુદા દેવો પોતાના કામ પ્રમાણે અલગ-અલગ નામ છે. જેમા પ્રથમ સીમદેવ-હાતર દેવી,

પાંડર દેવ-પાંડર દેવી, હેડા દેવી અને હેડો દેવ, કણી કંસરી જેમની અલગ-અલગ સમયે તેમના કામ પ્રમાણે પૂજા પાઠ કરે છે. હિમદેવ અને હાતર દેવીની પૂજા ચોમાસુ શરૂ થયા પછી જયારે પાકની વાવણી કરવાની થાય ત્યારે પ્રથમ આ દેવી દેવતાની પૂજા કરી પછી અનાજની વાવણી કરવામા આવે છે. જે દિવસે વાવણી કરવાની હોય તે દિવસે પતિ પત્ની બન્ને ખેતરમા હળ લઇને જાય છે. માથે બિયારણ અને પૂજાનો સામાન લઇ જાય છે. ત્યાં જઇને ખેતરમાંથી કોઈ પથ્થર વીણીને તેને સાફ કરી પાણીથી ધોઇને તેના પર સિંદુર કે કંકુથી તિલક કરી અને અગરબત્તી ધુપ દીપ કરી મરઘું મારી તેની પ્રાથના કરી તેને ખેતરના દેવ તરીકે રખેવાળનો દેવ ગણી માન આપીને શાક પાડે છે. દેવ આજથી તમને આ ખેતરની રખેવાળી કરવાનુ સોપીએ છીએ અને આજથી વાવણી કરીએ છીએ અને એ વાવેલુ અનાજ કોઇ કીડી જંતુ ખાય ન જાય અને સારી રીતે ઉગી જાય તેનુ ધ્યાન રાખજે અને સારો વરસાદ પડે સારી રીતે પાક ઉગીને ખુબ ફુલે-ફાલે એવી અમે તમને શાક પાડીને રખેવાળી ખેતરની સોપીએ છીએ તેવુ કહે છે. પાક નીકળી ગયા પછી તેના પર કોઇ રોગ ન લાગે તેનું પણ ધ્યાન રાખજો અમે જયારે આ પાક કાપવાનો થશે ત્યારે પણ કાપતા પહેલા તમને મરઘું આપીશું અને શાક પાડીશું તેમ કહે છે. આમ આદિવાસી સમાજમાં પોતાના ખેતરના દેવી દેવતાનું માન રાખી તેનો વિવેક જાળવે છે અને દેવ ખેતરની રખેવાળી ક્રે છે.

**બાળકોના દેવ દેવી :**

આંબુડા સમાજમાં બાળકોના દેવ તરીકે જનબાબજી અને દેવી જનદેવી ગણાય છે. જો બાળકોને કોઇ પણ પ્રકારની બિમારી લાગે તે સમયે આ જનબાબજીનું નામ લઇને માનતા (શ્રધ્ધા) રાખવામા આવે છે. જયારે

બાળકનું દુ:ખ જશે તો અમે તમને મરઘું કે બકરાનું બલિદાન આપી શાક પાડીશું એવી માનતા રાખે છે. આ તેમની ઇચ્છા પુરી થતા તેઓ માનતા બોલી પ્રમાણે કરી દે છે. કોઇને સંતાન ન થતું હોય તેવા લોકો ઘરની યાહામોગી માતાની પણ માનતા રાખીને તેના ધામ પર જાય છે. બાળકના જન્મ સમયે પણ જન દેવતાનુ નામ લઇને તેને સોપણી કરે છે કે આ મારા બાળકને કંઇ પણ ના થાય. એવું રાખજે અને બાળક સારી રીતે મોટું થાય. એવું શાક પાડીને દેવને વિનવતા હોય છે.

**પશુઓ માટેના દેવ દેવી :**

આંબુડા સમાજ પશુઓ માટે ગુમાણીયો દેવને માને છે. તેમાં ડુગર દેવ અને વાઘ દેવનો પણ સમાવેશ થાય છે. પશુઓને વેલ સારી રીતે વધે અને તેમને જો વાતાવરણ ખરાબ થતા કોઇ રોગ લાગે તો તેનું રક્ષણ કરજે એમ કહી તેમને મરઘું અને શાક પાડીને પૂજા કરે છે. વાઘ દેવની પૂજા વાઘ બારસના દિવસે કરે છે. તેમાં વાઘને જંગલનો રાજા ગણવામા આવે છે. તેથી કોઇ પણ પશુ ડુંગરમા ખોરાક માટે જાય તો તેનું રક્ષણ કરજે અને કોઇને નુકશાન ન કરવા દેજે એમ કહીને વાઘ બારસના દિવસે તેને મરઘું ને શાક પાડી વિનવે છે. ડુંગર દેવને પણ કહે છે, ડુંગરમા જો ઘાસ ઉગેલ હોય તેના પર કોઇ પણ પ્રકારનો રોગ લાગે તે અમારા પશુઓ પર તેની અસર ન થાય તેનુ ધ્યાન રાખજે એમ કહી તેની પણ પુજા કરે છે.

**વરસાદના દેવી દેવતા :**

આ સમાજમા વરસાદના દેવીની પૂજા કરવામાં આવે છે. જો કોઇ વર્ષે વરસાદ ન પડે અથવા ઓછો પડે તેવા સમયે તેઓ આ દેવ પૂજા કરે છે. પહેલાં ગામે ગામ જઇને ગીતો ગાતા અને વરસાદ દેવને વિનવતા હતા. હાલમા આંબુડા સમાજમા એ બંધ થઇ ગયેલ છે.

**પ્રાકૃતિક તત્વોના રુપમા દેવી દેવતા :**

આંબુડા સમાજમા પ્રકૃતિ સાથે સંકળાયેલા દેવો જેવા કે સુર્ય, ચંદ્ર, આકાશ, પવન, જલ, ડુંગર, ધરતી અને કેટલીક ઔષધિય વનસ્પતિને પણ દેવ સમાન માનવામા આવે છે.

**સુર્ય :**

સુર્યને દેવ માની સવારમા સ્નાન કરી તેને નમન કરે છે. તેના વગર કોઇનું જીવન ચાલી શકે તેમ નથી. કારણ કે તે અમને પ્રકાશ આપે છે. તેથી અમે જીવી શકીએ છીએ. નહીં તો અમારો કે કોઇનો જીવ ટકી ન શકે એમ તેઓ માને છે. તે આખી સૃષ્ટિને પ્રકાશ આપી પોષણ કરે છે. વનસ્પતિ પાકો તેના તળકાથી જ થાય છે. સુર્ય ગ્રહણ થાય તેવા સમયે પણ લોકો દેવને છોડી દો તેવી બુમો મારીને નામ લે છે. આમ સુર્યને દેવ માને છે.

**ચંદ્રઃ**

આકાશમા રાત્રે પંદર દિવસનું અજવાળું અને શીતળતા આપનાર ચંદ્ર દેવ છે. લોકો માને છે. કે ચંદ્ર એ સુર્ય દેવનો ભાઇ છે. તેની શીતળતાથી જંગલમા રહેલી વનસ્પતિ દવા તરીકે ઉપયોગી થાય છે. જો તેની શીતળતા ન

મળે તો આ દવા તરીકે ન રહે અને એ ન રહે તો માનવીઓને પણ રોગો સામે રક્ષણ ન થાય તેથી તે પણ દેવ છે. તેના અજવાળાથી કેટલાક નિશાચરો સારી રીતે ખોરાક પકડી શકે છે. લોકો એમ પણ માને છે કે માનવીના શરીરની અંદર વધારાની ગરમી ને ઠંડક આપીને તેનાથી પીડાતા માણસ ને રક્ષણ મળે છે.

**આકાશ :**

આંબુડા સમાજમા આકાશને દેવ સમાન માને છે. કારણ કે આકાશથી જળ તૈયાર થાય છે. વાદળ વગર વરસાદ ન પડે. તેના વગર આખી ધરતી પર રહેલા બધા જીવો નાશ પામી જાય છે. તેથી ધરતી સંતાન વિહોણી બની જાય છે. જેમ બાળક વગરના બે માણસો શું કામના ? એવી દશા ધરતીની થઇ શકે એટલે આકાશ દેવ છે. તેની આસપાસ રહેતા તારાઓને પણ તેના ગોવાળ માને છે.

**પવન દેવ :**

પવનનને દેવ માને છે. તેમા પવન દેવ એ માનવીને શ્વાસો-શ્વાસની પ્રક્રિયા કરે છે. પવન એ એક વિસ્તારમાથી બીજા વિસ્તારમા વરસાદ લઇ જાય છે. માનવી પવનને પોતાનો પ્રાણવાયુ માને છે. તેની વગર જિંદગી શકય જ નથી એટલે લોકો પવનને દેવ કહે છે.

**જલ દેવી :**

નદી કે બીજા પાણીના જે સ્રોત છે. તેમા જલ દેવીનો વાસ હોય છે. નદીને પણ દેવી માનવામા આવે છે.

નર્મદાને માતા માની તેની પૂજા કરે છે. આંબુડા સમાજના પણગામમા ડુંગર આવેલો છે. તેના પરથી એક નદી આવે છે. તેમા આ ગામના લોકો સવાર સાજ સ્નાન કરવાથી પવિત્ર માને છે. તેમા જાગ્રત માતાનો સમાવેશ રહેલો છે. જેથી તેમા નહાવાથી કોઇ પણ પ્રકારનો રોગ ન લાગી શકે ત્યાંનું પાણી પણ પીવે છે. તેમા ગામના સ્ત્રીઓ અને પુરુષો હળી મળીને સ્નાન કરવા જાય છે. ત્યાં દેવી અને દેવતાનો વાસ જોવા મળે છે. જયાં દેવી સ્નાન કરતી ત્યાં સ્ત્રીઓ અને જયાં દેવ સ્નાન કરતા એ જગ્યા પર આજે પુરૂષો સ્નાન કરે છે. આમ તેઓ જલને દેવી માને છે.

**ડુંગર દેવ :**

આંબુડા સમાજ ડુંગરને દેવ માને છે. ડુંગરમા રહેલી વનસ્પતિ લોકોને અનેક રીતે કામ આવે છે. જંગલમા થતા ફળો પર કેટલાક લોકો નભતા હોય છે. તેમજ ઔષધિય વનસ્પતિની દવા બને છે. તે લોકો રોગો મટાડવા માટે ઉપયોગ કરે છે. આમ લોકોને જીવવા માટે જંગલમાથી બધી જ વસ્તુ મળે છે. માટે તેને દેવ માને છે. તેની પૂજા મરઘું અને દારુની શાક પાડીને કરતા હોય છે.

**ધરતી :**

લોકો ધરતીને માતા માને છે. કારણ કે તેના ઉપર બધું જ થાય છે. બધાનો આધાર તેના પર હોય છે. તેથી તેના વગર જીવી ન શકાય. ધરતી પાકો ઉગાડી પકવી આપે છે. તેને લોકોમાં માની પૂજા કરે છે. ધાન્ય સારી રીતે પકવી આપજો એમ કહી વિનવે છે.

આ ઉપરાંત ધરતી પર ઉગેલી કેટલીક વનસ્પતિને પણ દેવનો વાસ હોય એમ કહી તેમને દેવનુ રહેઠાણ માને છે. જેવા કે વડલો, પીપળો, બહેળો આવી વનસ્પતિને દેવ સમાન માને છે.

**રોટી વહેવાર, ખાનપાન, આહારવિહાર સંબંધી માન્યતા :**

તહેવારમાં સગાંઓને ઘરે બોલાવે છે. ત્યારે એ તહેવારમા એક કે બે દિવસ રોકાય છે. કોઇ એક દિવસ ન રોકાય કદાચ તેમના ઘરે કામ હોવાથી તેવા સમયે જતી વખતે દરેકને સાથે જમવાનું બાંધી આપે છે. વાનગી હોય તો વાનગી પણ આપે છે. તેમા સૌથી વધારે દિકરી પ્રત્યે લાગણી જોવા મળે છે. તેમા દિકરીને અવશ્ય આપે છે. જરૂર પડ્યે પૈસા કે બીજી કોઇ પણ જરુરિયાત હોય તે પુરી પાડે છે. બાપ દિકરી વચ્ચે વધારે મદદ જોવા મળતી હોય છે. આમ હળી મળીને રહે છે. અત્યારે એ લુપ્ત થતું ભૂંસાઈ જાય છે.

આંબુડા સમાજમાં મુખ્ય ખોરાક તરીકે જુવાર, ડાંગર, ઘઉં, તુવર, મગ, ચણા આ ઉપરાંત શાકભાજીનો સમાવેશ થાય છે અને અલગ-અલગ રીતે બનાવે છે. ભાત અને દાળ બે જ વસ્તુ જમે છે. તેમાં ભાત, દાળ, શાક, રોટલો આવું હોતું નથી. રોટલો અને શાક આમ તેમની જમવાની રીત છે. તેઓ બધી વાનગી સાથે જમતા નથી. પહેલા કોઇ તહેવાર હોય ત્યારે જ વાનગી બનાવતા હતા. પરંતુ હવે જયારે ખાવાની ઇચ્છા થાય ત્યારે બનાવીને જમે છે.

આંબુડામાં જુદી-જુદી રીતે જમવાનું બનાવે છે. જેમા બકલાલી, દાળ ઢોકળી, સેનલાબળુ, જુવારના ઢેબરા, કોળાના માડા, આ ઉપરાંત નવી-નવી લીલા પાદડાવાળી ભાજી જેવી કે ગુદીના ફૂલ, સીગલાના ફૂલ,

મીઠી લીમડીની ભાજી, ગલકાની ભાજી, કોળાની ભાજી, દુસકળીના ફૂલની ભાજી, ભીંડીની ભાજી વગેરે અનેક પ્રકારની ભાજીનો તેઓ ખાવામા ઉપયોગ કરે છે. કોળાના માંડા બનાવે છે. જેમાં કોળાની છાલ કાઢીને તેને બાફી નાખવામા આવે છે. ત્યારબાદ ચોખાના લોટમા મસળીને ભેગુ કરી. તેમા ખાંડ નાખી એના નાના-નાના લોયા બનાવે છે. દાતીયાના પાંદડા લાવી તેમા બે પાદડા વચ્ચે મુકીને થાબે છે. જેથી એ પાદડાનો આકાર જેવા બને છે. તપેલામાં પાણી ગરમ મુકી તેની અંદર તુવરના કરાંઠીના ટુકડા પાણીથી ઉંચા રહે તેટલા વ્યવસ્થિત ગોઠવે છે. તેની ઉપર પાંદડા વારા ફરતી મુકે અને વરાળથી બાફે છે. ત્યાર બાદ નીચે ઉતારી પાંદડા કાઢીને ખાય છે. દાળ ઢોકળી પણ બે પ્રકારે થતી હોય છે. જેમા એકતો કે દાળ નાખીને બનાવે છે. બીજી રીતે દાળને બદલે કઠોળ નાખીને કરે છે. બકલાલુ બનાવવા માટે પ્રથમ તપેલીમા પાણી ગરમ કરવા મુકે છે. પાણી ગરમ થતાં તપેલીમા ચોખા નાખે અને વધારાનું પાણી કાઢે તેને બકલાલુ (ઓસામણ)કહે છે. તેનો પીવા તરીકે ઉપયોગ કરે છે.

**ખેતી સંબંધી વિધિ :**

આંબુડા સમાજમાં અખાત્રિજ વરસાદ પડતા પહેલા કરે છે. બન્ને પતિ-પત્ની ખેતરમાં હળ લઇને જાય અને ત્યાં ખેતરમા હળ ચલાવે છે. બળદને અને હળને નાળાસળી બાધી ફૂલ ચળાવે છે. ખેતરમા ચાર ખાળા ખોદી તેમા પૈસા દાબી ધરતી માતાની પુજા કરે છે. અગરબત્તી સળગાવી નાળિયેર ફોડે, બળદને લાકડીને તિલક કરે છે. ઘરે આવી બિયારણની પૂજા કરે છે. ધરતી માતાની પૂજા મરઘુ અને દારુની શાક પાડીને કરે છે.

વરસાદ પડી ગયો અને પાકની વાવણી કરી દીધા પછી (ટિમળિયો)દિવાસો કરે છે. તેમા નાંદરવા દેવની

પૂજા કરે છે. તેઓ લીલીભાજી દેવને ધરાવ્યા વગર ખાતા નથી. તે દિવસે દેવને લીલીભાજી ધરાવીને દારુની શાક પાડે. સાથે નાળિયેર અગરબત્તી ચળાવે છે. એના પછી જ ભાજી ખાય છે. (તાળાસળી)સીતળા સાતમ પર નવી નવી વાનગી બનાવી શીતળા માતાને ધરાવે પછી પોતે ખાય છે. તેમા પણ અનાજનો એક પ્રકારનો તહેવાર માને છે.

આંબુડા સમાજમા (હરદ) એટલે નવા પાકેલા અનાજની પૂજા થાય છે. જયારે ખેતરમાં અનાજ પાકી જાય અને કાપણી થાય ત્યારે અગરબત્તી સળગાવી નાળિયેર ફોડીને અને નજીકમા જયાં દેવને બેસાડેલ હોય ત્યાં નવો ઘોડો ચળાવે છે. પછી કાપવાની શરુઆત કરે છે.

અનાજ કાપી લીધા પછી એક જગ્યાએ ભેગુ કરી તે સાફ કરે છે. આ જગ્યા પર પણ કામ કરતા પહેલા અગરબત્તી સળગાવી નાળિયેર ફોડે અને મરઘુ મારી દારુની શાક પાડે છે. નવા અનાજને રાંધીને નદીએ જાય છે. તેમા ચોખા, દૂધ, (સીધળો) પુવાળીયાના ફૂલ આટલી સામગ્રી સાથે લઇને જાય છે. ત્યાં દૂધથી માથું ધુએ ચોખા અને ફૂલ નદીમા પધરાવી દે છે. આમ નવુ અનાજ પહેલા જળદેવને ચળાવે છે. એના પછી રાધીને ખવાય છે.

**પ્રજનન સંબંધી માન્યતા :**

આંબુડા સમાજમાં પ્રજનન સંબંધી માન્યતાને પવિત્ર ગણે છે.

છોકરા કે છોકરી જો એકબીજાને જીવનસાથી તરીકે પસંદ કરતાં હોય તો એને સમાજ પણ સામાજિક રિવાજ પ્રમાણે લેવડ દેવડ થતી હોય તે વ્યવહાર કરીને માન્યતા આપી લગ્ન જાહેર કરે છે. કયારેક કોઇ પ્રેમમા

હોય અને એક જણના લગ્ન થાય અને જો ગર્ભ હોય તો જલદી બાળક આવતા તેને ખબર પડે કે મારા લગ્નના બે ત્રણ મહિનામાં બાળક કેવી રીતે આવે તેવા સમયે જે તે પહેલા સંબંધ હતા તેને બાળક અને છોકરીને પંચ મળીને સોપી દેવામા આવે છે. તેમા દંડ પંચના નિયમ મુજબ લે છે. જો સ્ત્રીને માસિક આવ્યા પછીના બે ત્રણ દિવસે જો મિલન થાય તો ગર્ભ રહી શકે છે. બાકીના કોઇ પણ સમયે થયુ હોય તે ગર્ભ રહેતો નથી એવુ માને છે. તેઓ સ્ત્રીના માસિકને ખરાબ માનતા નથી પરંતુ માસિકની શરુઆતથી પાંચ દિવસ સુધી તે સ્ત્રી ઘરમા ન જઇ શકે જમવાનું  પાણી આ બધુ ન કરી શકે છઠ્ઠા દિવસે સ્નાન કરી પછી ઘરમા બધા કામ કરે છે. માસિકના પાંચ દિવસ આંબુડા સમાજમા ટાળે છે.

**ગૂઢ વિદ્યાઃ**

ગૂઢ વિદ્યા એટલે બિમારી મટાડવા માટેની રીત એમ સમાજના લોકો માને છે. તેમા જુદી જુદી વિદ્યા આવે છે.

આંબુડા સમાજમાં ભગત હોય તેઓ માત્ર શબ્દરૂપી વિદ્યા શીખે છે. જેને ચોખી વિદ્યા કહે છે. જે વારસાગત રીતે પણ આવતી હોય છે. તેનો ઉપયોગ કોઇ વ્યકતિને ભૂત લાગ્યુ હોય તો એને કાઢવા માટે ઉપયોગ કરે છે. તેમા લોકોને નુકશાન ન થાય તેવા કામો કરવામા આવે માટે ચોખીવિદ્યા એમ કહેવાય છે. કોઇ બિમાર ને સારો કરવો ઝેર ઉતારવું જેવા કામો ભગતના છે. બીજી વિદ્યા બડવાની છે. તે મોટે ભાગે દેવોને માનીને ચાલે છે. તેમા જો લોકો બિમાર હોય તો બળવા પાસે આવે તે પહેલા તેની તપાસ કરે એ શરીરના દેખાવે અને તેની વિદ્યાનો

ઉપયોગ કરી તેને શું થયુ? એ જાણીને દવા કરે છે. બળવો દેવને મરઘું દારુ આપીને નમ્ર બનીને તેની આ બિમારી જતી રહેવી જોઇએ હું તમને એક મરઘું આપીશ કહીને દારુની શાક પાડે છે. તેને મટી જતા માનતા કરાવી દે છે.

**જાદુ :**

આ સમાજમાં જાદુની વિદ્યા વધારે જોવા મળતી નથી પરંતુ આખા ગામમા કે બે ત્રણ ગામડાના અંતરે એકાદ જાદુનો જાણકાર વ્યકિત હોય છે. તે પણ એટલો બધો જાણકાર નથી હોતો. તેમા લોકોની દૃષ્ટિભ્રમ કરીને કળાથી બતાવે એવા વ્યવસાય રૂપે નહીં માત્ર સામાન્ય પ્રકારનો હોય છે.

**મંત્ર :**

''મુઠ મારું સુઠ મારું અલા બાંધુ વાટ બાંધુ ઘાટ બાંધુ''

એમા આ શબ્દથી જો રોગ આપવા અને મટાડવા એ બન્ને પ્રકારે મંત્રનો ઉપયોગ કરે છે.

**અનુષ્ઠાન :**

આંબુડા સમાજમા ઉપવાસ કરે છે. જે માણસને ગરમીનુ પ્રમાણ વધારે હોય એ વ્યકતિ પુનમનો ઉપવાસ કરે છે. તે દિવસનો ઉપવાસવાળાનો ખોરાક ચંદ્રને મળે તેના બદલે એ માનવીને શીતળતા આપે એવી માન્યતા જોવા મળે છે.

**મેલી વિદ્યાઃ**

આંબુડા સમાજમા મેલી વિદ્યા જોવા મળે છે. તેમા શીખનારને વીરની પ્યાલી પીવી પડે છે. તથા પેશાબ પાવીને શીખવતા હોય છે. માટે તેને મેલી વિદ્યા એવું કહે છે. એ લોકોને નુકશાન અને સારું આ બન્ને પ્રકારના કામો કરનારી જાણે હોય તેને જ સંપુર્ણ જાણકાર કહેવાય છે. એમા દેવોને માનીને ચાલતા હોવાથી તેમા મરઘા, બકરા, દારુ જેવી વસ્તુ દેવને ધરાવી પડે છે. બળવો અને ડાકણ મેલીવિદ્યા ધરાવતા હોય છે.

**ચોખ્ખી વિદ્યા**

જે માણસ ભગત હોય એ મોટે ભાગે ચોખ્ખીવિદ્યા જાણતો હોય છે અને કોઇ પાસે મેલીવિદ્યા હોય પણ તેનો ઉપયોગ કરતા નથી કારણ કે તેમાં મરઘાં, બકરાં, દારુ આવો ભોગ આપવો પડે છે. ભગત તેને પાપ માનતો હોય છે. પશુ-પંખીને તેઓ ભગવાનના વાહન માને છે. તે મંત્ર-તંત્ર દ્વારા માણસોને સારા કરે છે.

**પૂજારાની વિદ્યાઃ**

આંબુડા સમાજમા પૂજારાની વિદ્યા જોવા મળે છે. જેમાં તે ગામમા લગ્ન પ્રસંગ અને કોઇ તહેવારના પ્રસંગોમા દેવી દેવતાનું પૂજન કરે છે. પૂજારો તે દેવને ધન, દારુ, આપીને જ વિધિ કરે છે. લગ્નમા પરણાવવાની અડધી તે વિધિ કરે છે.

**ડાકણ વિદ્યા :**

ડાકણ સમાજમા છે કે નથી એના વિશે બે મત જોવા મળે છે. કેટલાક લોકો માને છે અને કેટલાક માનતા નથી. એ શીખવા માટે બળવા પાસે જાય છે. તેનો સમય પ્રથમ વરસાદથી નવરાત્રી,દિવાળી સુધીનો હોય છે. તેના પછી તેની પરીક્ષા લે છે. તેને પાર કરે તો એમા એ પારંગત ગણાય છે. ડાકણ સામાન્ય રીતે લોકોને ખાય છે. એવુ જાણવા મળે પરંતુ એ કોઇ સચોટ પુરાવો જોવા મળતો નથી. શીખવનાર ગુપ્તરીતે શીખવતો હોય એટલે તેના વિશે લોકો કંઇ ખાસ જાણતા નથી.

ઉત્સવપર્વ :

આંબુડા સમાજમા વર્ષમા આનંદના પ્રસંગો આવે છે. જેમા અખાત્રી, તાળાસત્રી, હરદ, ટેમળિયો, હોળી, દિવાળી તેમના તહેવારો છે. દરેક તહેવારોમાં જુદી જુદી રીતથી આનંદ લેતા હોય છે.

હોળી :

હોળી એ તેમનો સૌથી પ્રિય તહેવાર છે. લોકો પાંચ દિવસ સુધી નાચે છે. જેમા ગેરીયા તો દસ-પંદર દિવસથી ઘરની બહાર વેશ ધારણ કરીને નિકળી જાય છે. એ ઘરે હોળી પછીના છઠ્ઠા દિવસે ઉપવાસ પુરો કરી નદી પર સ્નાન કરીને આવે છે. એ સમયે ગામમા ઘરે ઘરે જઇને નાચી કુદીને પૈસા માગે છે. તે જમવાનું પણ લોકોના ઘરોમાંથી જ કરે છે. તેઓ નાચીને આનંદ મેળવે છે. ગામના લોકો પુનમના દિવસે હોળી કરે છે. તેમા હોળી માતા મરઘું ચઢાવી દારુની શાક પાડે છે. અને જમવાનું બનાવી ખાઇ પીને નાચે છે. તેમા સૌથી વધારે

**અખાત્રી :**

અખાત્રી વરસાદ પડતા પહેલા ઉજવે છે. જેમા ખેતરમા હળ લઇને જાય છે અને ત્યાં પ્રથમ ખેળ કરીને ધરતી માતાની પૂજા અગરબત્તી નાળિયેર અને દારુની શાક પાડીને કરે છે. નવું વર્ષ સારું લાવજે અને સારી ખેતીના પાક ઉગી ફળે એવું ધરતીને કહે છે.

**ટેમળીયો :**

આંબુડા સમાજ ટેમળિયા તહેવારની ઉજવણી કરે છે. તેનો સમય ચોમાસામા પાક ઉગી નીકળે નવી-નવી ભાજી આવી જાય એ હોય છે. નવી ઉગેલી ભાજીને તેઓ પહેલા નાંદરવા દેવને ધરાવે છે. એ ભાજીને ખાતા તેમા રહેલા જીવાતો કે કુદરતી કોઇ રોગ ન લાગે એમ નાંદરવા દેવને શાક પાડીને મરઘું આપે છે. તેના પછી લોકો લીલીભાજી ખાવાનો ઉપયોગ કરે છે.

**તાળાસળી :**

આ તહેવાર શ્રાવણ માસમાં કરે છે. તેમાં રાંધણસઠ અને શીતળા સાતમ આ બે બહેનો (દેવીઓ) ના નામે કરે છે. રાધણ સઠ્ઠના દિસસે કોઇ મીઠી વાનગી બનાવે છે. અને બીજા દિવસે તેને ખાય છે. ઘરમા ચુલો હોય તેની પૂજા કરે છે.

**હરદ :**

હરદ એ નવા અનાજનો તહેવાર છે. પાક તૈયાર થાય એટલે પહેલા નવાઇ ગણની ઉજવણી કરવામાં આવે છે. જેમા ખેતરની નજીકમા દેવ બેસાડેલો હોય ત્યાં ઘોડો ચળાવા જાય છે. અગરબત્તી , નાળિયેર, મરઘું, દારુ આટલી સામગ્રી લઇને દેવને ભોગ ધરાવે છે.

**દિવાળી :**

આદિવાસી સમાજમા દિવાળીની ઉજવણી થાય છે. તેમા ગામ દેવની પુજા કરવામાં અવે છે. નવા અનાજની નવી વાનગી બનાવી દેવને ધરાવે છે. આખા ગામમા ભારે આનંદ ઉલાસ હોય છે. ગામ દેવને આખા ગામના બધા જીવો તાજા માજા રહે. સારું ઉત્પાદન થાય એવી યાચના સાથે દેવને મરઘું અને દારુની શાક પાડીને વિનવે છે.

**વારસાઇ :**

આંબુડા સમાજમાં પોતાના પિતા પાસે રહેલી સંપત્તિ તેના દિકરાઓને વારસામાં મળે છે. આંબુડા સમાજમા પરંપરાગત રીતે એક પેઢી પાસે હોય એજ બીજી પેઢી પાસે આવે છે. તેમા ખાસ સંસ્કારો રીત-રિવાજ, પ્રણાલીઓ, રુઢિઓ પરંપરાગત રીતે આવે છે.

**પિતાનુ કર્જ :**

કુટુંબમા મુખ્ય વ્યકિત પિતા હોય એટલે એને આખા ઘરના સભ્યોનુ પાલન પોષણ કરવાનું હોય છે. લોકો

પોતાનુ ગુજરાન ખેતી અને મજુરી પરથી ચલાવે છે. સરકારને જે વેરો હોય તે પણ ભરપાઇ કરવા પડે છે. આવા કારણોને લીધે એ દેવેદાર બની જાય છે. જો પિતા મૃત્યુ પામે તો આ બધું દેવું તેને વારસાનુ માનીને ભરપાઇ કરવી પડે છે. છોકરાને કદાચ ન ખબર હોય તો પંચ તેનો સાક્ષી રહી તેને યાદ કરાવે છે. આમ સમાજમા પિતાનું જે કર્જ હોય એ દિકરાને વારસામા દેવુ આવ્યુ તેમ કહે છે.

**વર્ચન :**

આંબુડા સમાજમા જો કોઇનો પિતા બિમાર હોય તેને એવુ લાગે કે મારાથી જીવાય ન જીવાય બેટા અને તુ સમાજનુ સંચાલન કરજો કોઇ દેવની બાધા લીધી હોય અને ઘરનુ કોઇ ખાસ કામ બાકી હોય તે પુરુ કરજે એવુ કહે પછી મરણ થાય તો દિકરાને આ વચનનુ પાલન કરવુ પડે છે.

**મિલકત :**

ઘરમા બધી મિલકત સહિયારી હોય છે. જેમા ઘર, રૂપિયા, વ્યવસાય વગેરે પિતા જીવતા હોય ત્યાં સુધી સાથે મળીને વાપરે છે. પણ પિતા મરી ગયા પછી તે બધું સરખા ભાગ પાડે છે. તેમા જો દિકરી પણ ધારે તો ભાગ લઇ શકે તેમા કોઇને વધારે કે ઓછું નહીં બધાને સરખે-સરખો ભાગ ગામની પંચ મળીને કરી આપે છે. અત્યારે સમય બદલાતા પિતા જીવતા હોય ત્યારે પણ ભાગ પાડી લેવાય છે.

**જમીન-ઢોર-ઢાખર :**

આંબુડા સમાજમા જમીનની વારસાઇ થાય છે. જેમા જેટલા દિકરા હોય તેમના સરખા ભાગે નામે કરી આપે છે. જો કોઇને એક પણ દિકરો ન હોય તો તેનો વારસદાર દિકરી બની શકે છે. તેમા ઘરથી માડીને માલ મિલકત, જમીન, ઢોર ઢાખર તેને મળે છે. પિતાના જે મરઘાં, ગાય, બળદ, ભેંસ હોય તે બધા દિકરાને સરખે -સરખો ભાગ ગામની પંચ મળીને કરે છે. કોઇના માતપિતા જીવીત હોય ને ભાગ પાડવાનો સમય આવે તો માતપિતા પણ જીવતા સુધી જીવન ચલાવવા ભાગ લે છે.

**કરાર, બોલી -કબૂલાત :**

સમાજમા કોઇ પણ વસ્તુ સહિયારી રીતે અને વ્યકિતગત પણ વપરાતા હોય શકે છે. કોઈ એ વસ્તુનું વેચાણ કરવું હોય કે ભાડે આપવાનું હોય ત્યારે તેની અમુક શરતોને આધીન પંચ બેસી નક્કી કરતી હોય છે. આદિવાસી સમાજમાં જમીન ભાડે લેવી(ગરેણે મુકવી) કુવાનું પાણી આપવું, કોઇ બળદ વાપરવા આપવો વગેરે વસ્તુ આપતી વખતે પંચ સમક્ષ બોલી થાય છે. આમ આદિવાસી સમાજમા જે કંઇ કામ થાય તે પંચ સમક્ષ મુકીને પંચની શરતો મુજબ થાય છે.

આંબુડા સમાજમાં લોકો હળી મળીને જીવે છે. તેમા એક બીજાની મદદ લઇને આગળ આવે છે. વ્યવસાયમા કોઇને જમીન ઓછી હોય અથવા છોકરા વધારે હોય તે અને બીજા પણ જમીન ઓલે લે છે. પૈસાની જરુર પડે ત્યારે પણ જમીન બીજાને આપીને પૈસા લેતા હોય છે. આ સમયે ગામની પંચ મળીને તેનો કરાર કરે છે. જેટલા પૈસા જોઈએ તેટલા જમીન માલીકને આપે અને દસ કે પાંચ વર્ષની બોલી કરે છે. તે પ્રમાણે ચાલે છે. જો મુદત

પુરી થઇ અને જમીન માલિક પૈસા ન આપે તો ફરી પંચ મળીને મુદત વધારી દે અથવા ન આપવાનુ કારણ પુછી તેનો યોગ્ય ન્યાય કરે છે. કોઇ પશુનું વેચાણ કરવાનું હોય ત્યારે પણ પંચ મળીને તેની કિમત નક્કી કરે અને રોકડા આપવાના કે બાકી અને બાકી તો કયારે આપવા તે નક્કી કરી બોલી કરે છે. સામે પક્ષે પણ ઢોર કેવું છે? તેની પુછપરછ કરી લે અને તે પ્રમાણે ન હોય તો પંચ યોગ્ય ન્યાય આપે છે. આવી જ રીતે ઝગડો, જમીન, લગ્ન, ઘર જમાઇ, પાણી વાપરવા વગેરે બાબતોમા પણ સમાજપંચ મળીને તેમના નિયમો અનુસાર કરાર કે બોલી કરે તે સમાજની રીતે બધાને માન્ય રાખવું પડે છે.

**સમાજનો પંચ - કાનુન :**

ગામમા કંઇ પણ થાય ત્યારે ગામનો મુખી કે પટેલ પંચ સાથે મળીને તેને યોગ્ય ન્યાય આપે છે. હાલમા આધુનિકતાને લીધે જયારે કોઇ ઝગડો કે અણ બનાવ થાય ત્યારે પોલીસ ને જાણ થતી હોય છે. પરંતુ પહેલા બિલકુલ આવુ નહોતુ બનતું ગામમા જે કંઇ થાય તે ગામમા જ સામાન્ય પંચનો લાગ લઇને તેનો નિકાલ થઇ જતો હતો. અત્યારના ન્યાય ખર્ચાળ અને કયારેક સાચો પણ મળતો નથી. ગામડામા પોતાના ગામ સમક્ષ એક પટેલ અને ગ્રામ પંચાયતનો સરપંચ હોય અને એની સાથે સભ્યોની પણ ટીમ હોય છે. એ બધા મળીને ગામમા કાનૂન કેવા રાખવા તે નક્કી કરે છે. ગામમા બધા માણસોને તેનો અમલ કરવાનો હોય છે. સમાજમા જે કંઇ થાય તેનો કાયદો ગામમા હોય છે. જો વ્યકિત ગુનેગાર ઠરે તો એને તેનો દંડ ભોગવવો પડે છે. ગામમા જમીન, પૈસા, સ્ત્રી પુરુષ નો ઝગડો, વ્યવસાય, સમુહ પ્રસંગ, ચોરી લુટફાટ વગેરેના કાયદા હોય છે.

**હુન્નર કલા (આવડત) :**

આંબુડા સમાજ પાસે પોતાની આગવી કલાઓ છે. એ જીવન જરૂરિયાતની ઘણી ચીજવસ્તુ ઘરે જાતે પોતાના હાથ દ્વારા બનાવે છે. કેટલીક વસ્તુ બનાવીને તે રોજગારી પણ ઉભી કરી છે. એ સંગીત વગાડી બીજાને આનંદ આપી પૈસા કમાઇ છે. એ વગાડવાના સંગીતના સાધનો જાતે બનાંવતો હોય છે. ઢોલ, ઘુઘરા, પાવી, શરણાઇ, વાંસળી, પાવો, તુર આ ઉપરાંત બીજા સંગીતના સાધનો બનાવીને પોતે વગાડે છે. ચિત્ર, પથ્થર પર કોતરણી, ભરત કામ, મોતી કામ, માટી કામ, વાંસ કામ, આ ઉપરાંત દોરી બનાવવાના કામો આ બધી ચીજવસ્તુ બનાવી તેને વ્યવસાયમા ફેરવે છે. લોકો પાસે વાંસના સાધનો બનાવવાની આવડત વધારે છે. જેમા ટોપલી, ટોપલો, પાલો, (ટાટુ) કબાટ, દરવાજો, ઘર પણ વાંસનુ બનાવે છે. માટી માંથી રોટલા બનાવવાના ઠીકરા અને કોડીયા બનાવે છે. લાકડાની ઘરની સજાવટ માટે દિવાલ સાથે જકડી શકાય તેવા આકારો બનાવે છે. હાલમા ડેડિયાપાડા તાલુકાના પણગામમા હરિભાઇ રળતીયાભાઇ ( ઉમર ૪૫ વર્ષ ) જેઓ લોખંડમાંથી ખેતી વપરાશના સાધનો બનાવે છે. જેવા કે તીકમ, ધરી, પાવડો, દાતરડા, કુહાડું, ફાળવુ, આ ઉપરાંત લોખંડની બીજી પણ વસ્તુ બનાવે છે. જેમાંથી રોજગારી પણ મેળવી શકે છે. આમ આંબુડા સમાજ પાસે કલા (આવડત) હજી જળવાયેલી છે.

**પશુ-પંખી વિશેનો દષ્ટિકોણ :**

પ્રકૃતિ સાથે રહીને જીવનારો સમાજ ખરી રીતે તો ગામડામાં જ રહેલો છે. એ ગામડાના જંગલમા વસનારો આદિવાસી સમાજ છે. તે ધરતીને મા અને ડુંગરદેવને બાપ એવુ માને પોતે જિંદગી જીવે છે. તેઓ દરેક જીવો પર દયાભાવ રાખે છે. તેમા પ્રાણીઓ તેમને ઘણી બધી રીતે કામ લાગે છે. માટે તેઓ પાલતા પશુઓને પોતાના છોકરાની જેટલી સાર સંભાળ રાખે છે. આદિવાસીઓ તહેવારોમા બળદની પૂજા કરે છે. તેના શણગારે છે. તેવી જ રીતે પક્ષીઓને પણ સારી રીતે પાલન પોષણ કરે છે.

આંબુડા સમાજ કેટલાક પશુ-પંખીને મદદ ગાર માને છે, તો કેટલાક નુકશાન કરનારા પણ હોય છે. એવી સમજ તેમની પાસે રહેલી છે.

**સહાયક પ્રાણીઓ :**

પ્રાણીઓમા હરણ, બળદ, ગાય, વાઘ, કૂતરો, હાથી આ પ્રાણીઓને તેઓ જીવનમા માનવીને ખાસ કામ લાગતા ગણે છે. જો હરણ વરસાદ પડતાની સાથે નજરે ચડે તો તે વર્ષ સૌથી વધારે સારું આવે એવી તેમની માન્યતા રહેલી છે. બળદ ખેતી કરવાય, માલ વહન કામમા આવે છે. તેને દિવાળી અને અખાત્રી પર પૂજન તિલક કરે છે. ગાયને પવિત્ર ગણે કારણ કે તે જેના ઘરમા હોય તે ઘરમા સારી આવક આવે છે. આ ઉપરાંત જો ગાય વાછરડાને સ્તનપાન કરાવતી હોય તે સમયે જેની નજર પડે તેનો દિવસ સારો જાય છે. વાઘને દેવ માની પૂજા કરે છે. વાઘ ગામની સાચવણી કરે કોઇ પ્રાણીઓ પાકને નુકશાન ન કરે તેની સાચવણી કરે છે. કૂતરા વિશે બે મત છે. કેટલાક તેને ઘરનો રખેવાળ કહે. ઘરમા કોઇ ચોરી ન કરે તેનો પણ ખ્યાલ રાખે છે. તો બીજી રીતે

કેટલાક લોકો એને યમનો દૂત કહે છે. માનવી જો મરવાનો હોય ત્યાં યમરાજા લેવા આવે તે સમયે કુતરો રડવા લાગે છે. તેને જોઇને લોકો ગભરાઇ તે ખરાબ સમાચાર આપનારો એમ કહી તેને ભગાડે છે. હાથીને પણ તેઓ સારુ પ્રાણી ગણે છે.

**નુકશાન કારક :**

આંબુડા લોકો કેટલાક પ્રાણીઓને અપશુકનિયાળમા માને છે. આંબુડા સમાજમા શિયાળને ખરાબ ગણે છે કારણ કે એ રાત્રે જે દિશામા અવાજ કરે એ વિસ્તારમા નુકશાન થાય એવુ કહે છે. અવાજ માણસ મરવાના સંકેત આપે છે. માટે તેને ખરાબ માને છે. કોઇ સારા કામ માટે માણસ જવાનો હોય રસ્તામા જો એ નુકશાન કારક પક્ષી મળે તો એ અપશુકન ગણે છે. જે કામ કરવા જવાના હોય તે ન થાય અથવા નુકશાન થતું હોય એવી માન્યતા તેમની પાસે રહેલી છે. આ ઉપરાંત કૂતરાને પણ કેટલાક નુકશાન કરનારું પ્રાણી સમજે છે.

**સહાયક પંખીઓ :**

આંબુડા સમાજમાં કોયલ, મોર, લક્કડખોદ, કબૂતર, ચકલી જેવા પંખીઓને સહાયક માને છે. કોયલ એ વરસાદની આગાહી કરે છે. વરસાદ આવવાનો હોય ત્યારે અવાજ કરે તેના પરથી તારણ કાઢે કે આજે વરસાદ આવશે. મોર અને લક્કડખોદ એ પણ બોલે તે સમય નક્કી થાય કે વરસાદ આવવાની તૈયારી બતાવે છે. કબૂતરને આગણાનુ પંખી ગણી અને પહેલા એ સંદેશા વાહક હતું એમ માને છે. ચકલી જેના ઘરે વધારે આવે તો સારુ એમ

કહેવાય છે.

**નુકશાન કારક :**

આંબુડા લોકો રાજાઘુવડને સૌથી વધારે ખરાબ માને છે. કારણ કે જેના ઘર ઉપર બેસીને સાત વખત અથવા પાંચ વખત બોલે તો એ ઘરનું માણસ મરી જાય છે. તેથી આ રાજાઘુવડથી લોકો ડરે છે. જો કાગડો સુકાયેલા લાકડા પર બેસીને અવાજ કરે તો સમજવું કે કોઇ સગા-સંબંધીને ત્યાં મરી ગયું હશે અને અદમુઆ લાકડા પર બેસે ત્યારે બિમાર હોય એવુ માને છે.

## વનસ્પતિજગત પ્રકૃતિના તત્વો વિશેની દૃષ્ટિ :

**વિધિમાં વૃક્ષોનું મહત્વ :**

આંબુડા સમાજમાં હોળીની વચમા વાંસ રોપે છે. જેને કાપવા જાય ત્યારે અગરબત્તી કરી એક ઇંડું વાંસના થડમાં ફોડે અને હોળી માતાનું નામ લઇ ભૂતમામાને પૂજે છે. ત્યાર પછી વાંસને એક ઝાટકામાં કાપીને ન પડવા ે અધ્ધર ઉઠાવી, લઇ આવે છે. હોળીના લાકડા ઊભા કરી તેની વચમાં રોપી ઉપર ઝંડી લગાવે છે. લગ્નમાં શીમળાની નીચે જઇ વર ને કન્યા શાક દેવનુ નામ લે છે. ઉજવણી કરે ત્યારે પૂંવાળીયાના ફુલ લઇને નદીમા પધરાવા જાય છે. મરણ વખતે આંમલીની ડાળથી વિધિ કરે છે. આમ વાર તહેવારમાં વૃક્ષોનું મહત્વ છે.

**ખેતીમા વર્ષફળ બતાવતા વૃક્ષો :**

જો ખાખરાના ફૂલ અને ફળ વધારે આવે તો એ વર્ષે સારો પાક થાય છે. એવી માન્યતા છે. લીમડા પર લીંબોળી વધારે આવે ત્યારે પણ સારો વરસાદ ને વધારે ધન-ધાન્ય પાકે છે.

**ઔષધિય વનસ્પતિ :**

આદિવાસી સમાજમા ઘરગથ્થુ ઉપચાર વધારે થાય છે. આંબુડા સમાજના લોકો આકડાના ફુલના વચ્ચેનો ભાગ (ગર) કમળાની બિમારી માં ખાય છે. જો દાંત પર દુખાવો થતો હોય તો ગુગળની છાલ વાટી પાઉડર બનાવી દાંત ઉપર લગાવાથી મટી શકે છે. લીમડાના પાંદડાનો રસ પીવાથી તાવ મટી જાય અને ફરી આવવાની સંભાવના ઓછી થાય છે. આધાશીશી હોય તો કુતરો નામનું કાંટાવાળુ ઝાડ આવે છે તેના લાકડાને સળગાવી નાકથી ધુમાડો ખેચે છે. આધાશીશીનો માથાનો દુખાવો મટી જાય છે.

**મેઘની પુજા :**

આંબુડા સમાજમાં જયારે વરસાદ ન પડે તો ગીતો ગાઇને વરસાવા દેવને મનાવે છે. હાલમા અખાત્રી વખતે સારો વરસાદ લાવજે એમ કહી મરઘું અને દારુની શાક પાડે છે. આકાશમાં રહેલા સુર્ય, ચંદ્ર, તારા, વાદળ આ બધાને પરિવાર માની તેમની પૂજા કરે છે. જલદેવતીને પાકેલો અનાજ ભોગ ધરાવીને કહે છે, આવતા વર્ષે પણ સારો વરસાદ લાવજે.

**ધરતી સાથેનો પોતાનો સંબંધ અને માન્યતા :**

લોકો ધરતીને મા અને આકાશને બાપ માની તેમની પૂજા કરે છે. ધરતીને વાવણી કરતા પહેલા પૂજે છે. તેમાં મરઘું અને દારુની શાક પાડે, હે ધરતી મા, અમારા પર દયા કરી સારો પાક લાવજે ધરતી પર રહેલા તમામને સારા રાખજે એમ કહે છે. બધા તહેવારોમાં ધરતી પર દેવનું નામ લઇને શાક પાડી નામ લે છે. ખેતરમા ત્રણ ખાડા ખોદી પૈસા દાબી શાક પાડીને ધરતીની પૂજા કરે છે. વાવેલા ધાન્યો સારી રીતે ઉગે અને મબલક પાક થાય એવુ કહી હળ નાખે છે.

**ડુંગરો અને નદીઓ સાથે જોડાયેલી માન્યતાઓ :**

આંબુડા સમાજના લોકો ડુંગરને દેવ અને નદીને જલ દેવતી માને છે. ડેડિયાપાડાના પણગામમા અત્યારે ડુંગરને કોલટાપરા દેવ અને નદીને જાગ્રત દેવી માની તેમા આજે પણ સ્નાન કરવાથી પવિત્ર રહેવાયએવી માન્યતા છે. આ કોલટાપરા દેવની ડુંગરની ખીણમાથી પવિત્ર પાણી નીકળે છે. ત્યાં તે સમયે દેવ સ્નાન કરતા અને તેનાથી ઉપરના ભાગ પર દેવી માટે અલગ પાણી આવતુ તેથી એ ત્યાં સ્નાન કરતી હતી. આ માન્યતાથી આજે પણ ત્યા ભાઇઓ અને બહેનો અલગ-અલગ અંતરમાં સ્નાન કરી પૂજા કરે છે. જેમ દેવી દેવતા નજીકમાં સ્નાન એક જ સમયે સ્નાન કરતા તો પણ તેમના વચ્ચે કયારે ખોટી નજર કે ઝગડો નતો થયો એ સંપીને રહ્યા હતા. તેથી આજે પણ લોકો તે જ પદ્ધતિએ સ્નાન કરે અને હળી મળીને રહે છે. સામ- સામે વાત પણ કરી શકે છે. તેમનામાં કોઇ ખરાબ વિચાર આવતો નથી એવી માન્યતા હાલમા જોવા મળે છે.

**કુટુંબના અને સગપણના સંબંધો અને તેનું મહત્વ :**

આંબુડાઓમાં સમૂહની ભાવના જોવા મળે છે. પોતાના રિવાજ મુજબ કુટુંબના તેમજ સગાસંબંધી આ ઉપરાંત બીજા લોકો માટે પોતે એક યા બીજી રીતે સારી ભાવના રાખીને જીવન ગુજારો કરે છે. કુટુંબમાં મોટાને માન આપીને અને નાનાને લાળ કરીને રહે છે. સગાઓ સાથે પણ સારો વ્યવહાર રાખે છે. સગાને બધી રીતે મદદ કરે અને વાર તહેવારમાં બોલાવીને તેની આગતા-સ્વાગતા કરે છે. પહેલા સમૂહ કુટુંબ જોવા મળતા પરંતુ આજે આધુનિકતાને લીધે વિભકત કુટુંબ થતા જાય છે. ઘરમાં મુખ્ય માણસ પિતા હોય છે. તે વડીલ ગણાય તેના કહેવા પ્રમાણે સમાજમા રહેવું પડે છે. માતા પિતાને ઘરમાં સરખા માની સન્માન આપે છે. પિતા બહારના સાહસના કામો કરે તો ઘરમાં હિસાબ કિતાબ ઘર સંભાળ અને રસોઇ માતાને કરવાનું હોય છે. એટલે કામગીરી પણ તેમની સરખી હોય માટે ઘરમાં તેમને સરખા માનવામાં આવે છે. દિકરી-દિકરાને સમાન ગણે છે. તેમને બન્નેને સરખા અધિકારો મળે છે. છોકરી છોકરામા ભેદ ભાવ રાખતા નથી તેમના માટે જીવન સાથીની પસંદગી જાતે કરવા દેવામાં આવે છે. પહેલા છોકરા કે છોકરીને જોયા વગર પણ લગ્ન કરી દેતા આજે પસંદગી કરાવે છે. માતા પિતા પણ પસંદ કરે છે. છોકરી- છોકરાની અને ઇચ્છા બન્ને પક્ષે બધાને પસંદ પડે તો લગ્ન કરી દે છે.

**મૈત્રી અને દુશ્મની (સ્વ અને પર) :**

આંબુડા સમાજમા લોકો હળી મળીને જીવન જીવે છે. તેમનામા સમુહભાવના જોવા મળે છે. તેમના

સમાજમા તેમની આસપાસ ગામડામાં વસતા જેવા કે કઠાલીયા, માથવાડીયા, દેહવાલીયા આ બધા વસાવા સમાજમા આવતા હોવાથી તેમનામા પોતાપણુ જોવા મળે છે. ધારો કે માત્ર ભાષા મળતી આવે તો પણ એ સમજી જાય કે એ આપણો માણસ છે. તેથી પોતાની જાતિમાં હોય તેવાને મિત્ર માને છે. અને જો બીજી જાતિ વાળો હોય તો તેની સાથે ખરાબ વ્યવહાર નથી કરતા પણ થોડી પારકાપણાની નજર હોય છે. અત્યારે તો આમ સારા સ્વભાવનો હોય સમાજના રિતરિવાજ પ્રમાણે રહે તેવો બીજી જાતિનો વ્યકિત પણ મિત્ર થાય છે. જે પોતાની જાતિમાં હોય અને સમાજ માન્ય વ્યવહારોથી દુર બીજાની સંસ્કૃતિને અપનાવીને ચાલે તેવાને દુશ્મન એવું કહેતા નથી. પરંતુ તેની સાથે મિત્ર તરીકે રહેતા નથી. અત્યારે સંપ્રદાયો ને લીધે ગામમાં એકજ જાતિમાં પણ અલગતાપણુ જોવા મળે છે. તેની આસપાસના દસ પંદર કિલો મીટરના અંતરના હોય તેમની સાથે વધારે મિત્રતા જોવા મળે છે. લગ્નસંબંધ પણ તેમાં જોડે છે. ભાઇ બહેન કાકાના સંતાનો હોય તેમની સાથે લોહીના સંબંધ હોય છે. ઓળખાણ બધાની સાથે રાખે આદાન પ્રદાનની પ્રક્રીયા ચાલે છે. ડેડિયાપાડાના આંબુડા ગમે તેવો ગુનો કર્યો હોય તો પણ તેને મારવામાં આવતો નથી એટલું ખરું કે ચોરી કે કોઇ ગુનો કરે તો એને સમાજમાન્ય દંડ અને શિક્ષારૂપે થોડોક માર પાડે છે. બાકી કોઇની હત્યા કરવામા આવતી નથી.

**વિશ્વના તત્વોની જીવન પર અસર વિશે માન્યતા :**

સમાજમા લોકો કુદરતને વધારે માનીને જીવન જીવે છે. તેમા સુર્યદેવ માની તેની પૂજા કરે છે. એ આપણને પ્રકાશ આપે તેનાથી સૃષ્ટિ પરના તમામ જીવોનુ જીવન ચાલે છે. જો પ્રકાશ ન મળે તો જીવન શકય નથી એવું

તેઓ માને છે. સુર્યના કુમળા કિરણોથી શરીરમા થતી પીડા ઓછી થાય બપોરના કિરણો નુકશાન કારક હોય છે. તેથી સુર્યનો નમવાનો સમય સવારનો હોય ચંદ્રથી માનવીને શીતળતા મળે છે. જે લોકો પુનમને માનીને ઉપવાસ કરે તેને શરીરમા રહેલી વધારાની ગરમીને શોષી લઇને શીતળતા આવે છે. જેમ પૃથ્વી અને ચંદ્ર સાથે આકર્ષાણ હોય પુનમના દિવસે નદીનું કે દરિયાનું પાણી વધે એવી જ અસર માનવી પર થાય અને તેના શરીરમા પણ જે પાણીરૂપી શકિત હોય એ શીતળ બની વધે એમ માને છે. તારા ખરતા હોય ત્યારે તેને જોવુ ન જોઇએ તેનાથી નુકશાન થાય એવુ સમજે છે. તેના પાછળનુ કોઇ ચોક્કસ કારણ નથી. ધરતીને મા સમાન માને કારણ કે તેના પર બધાનો જીવન નિર્વાહ થાય છે. નદીને પવિત્ર માની તેને મા કહે છે. તેના પર ખરાબ વિચાર કે પેશાબ જાજરુ ન કરવુ જોઇએ જો કરે તો પોતાની મા પર પેશાબ કર્યા બરાબર માને છે. નદી જીવજંતુથી માડીને માનવીને પાણી આપે છે. તેનાથી જીવન ચાલે છે. માનવીમા જે ગરમી હોય એ અગ્નિ અને હવા એ પવન દેવ માને છે. જેમ માણસની ઉત્તપતિ માટે ગરમી અને હવા જરુરી હોય એજ શરીરમા અગ્નિ દેવ અને પવન દેવ માનીને ચાલે છે.

### અન્ય સમાજની સાથે પોતાની ઉચ્ચ-અવચતાની ધારણા :

આંબુડા સમાજમાં લોકો બ્રાહ્મણને મોટો ગણે છે. કારણ કે તે પોતાની રિત રિવાજ પરંપરાથી માનતો આવ્યો છે. આદિવાસી સાથે વાત પણ કરી શકે નહી અને કરે તો એ પોતાને અભળાઇ જવાય એવું માને છે. આવા બધા ગુણોને લીધે તેને મોટો માને છે. તેમની સાથે કોઇ વ્યવહાર કરતા નથી. નતો રોટી કે બેટી માત્ર તેમની

સાથે વેપારની ખાતર બોલે છે.

આંબુડા સમાજ કોટવાળીયા, રોહીત, તડવી, હરિજન આ બધાને પોતાનાથી નીચા ગણે છે. કેમકે તેઓ ખોરાકમા પશુ પંખીનો ઉપયોગ કરતા હોવાથી તેમને નીચા ગણે છે. દૃષ્ટિએ તેમને નીચા ગણતા નથી. તેમના ઘરે રોટી કે બેટી વ્યવહાર કરતા નથી. તેમને ઘરે કોઇ પ્રસંગ હોય તો તેમા હાજરી આપે છે. કોઇ વ્યવસાયમા ભાગીદારી કરી શકે છે.

## પવિત્રતા અને અપવિત્રતાની વિભાવના :

સમાજમાં ઘણી વસ્તુ સારી તો ઘણી વસ્તુને ખરાબ પણ માને છે. તેમા આ ધરતી પર રહેલા તમામ સજીવ નિર્જીવ બધાને માટે તેમના પાછળ કંઇકને કંઇક સારા ખરાબ પાસા હોય છે. આ પવિત્ર છે કે અપવિત્ર છે. તેને જોનાર સમાજમાં બડવો અને ધાર્મિક પ્રકૃતિ વાળા વધારે જાણે છે. અહી આંબુડા સમાજ કેવા શુકન અપશુકનમા માને છે.જે નીચે પ્રમાણ છે.

**જગ્યા :**

ઉત્તર અને પુર્વ તરફનો ભાગ પવિત્ર માને છે.

**સમય :**

સવારે પાંચ થી નવ વાગ્યા સુધીનો અને સાજેનો છ થી આઠનો સમય પવિત્ર ગણાય છે. બીજો સમય

અપવિત્ર ગણે છે.

**વ્યકતિ :**

જે વ્યકતિ સર્જન ગુણો ઘરાવતો હોય તેનામા માનવીયતા જોવા મળતી હોય તેવાને પવિત્ર ગણે છે. કુવ્યવહારો, વ્યસની ગુણો ધરાવતો તેવાને અપવિત્ર ગણે છે.

**સ્ત્રી-પુરુષઃ**

જેના સંસ્કારો સારા હોય તેવા સ્ત્રી પુરુષ પવિત્ર અને જેના સંસ્કાર ન સારા હોય તેવાને અપવિત્ર ગણે છે.

**સમાજ અન્ય સામાજ :**

આંબુડા સમાજમા કોટવાળિયા સમાજને અપવિત્ર ગણે અને શાકાહારીને પવિત્ર ગણે છે.

**કુદરતી તત્વો :**

કુદરતી તત્વોમા સુર્ય, ચંદ્ર, પવન, ધરતી આ પવિત્ર અને માત્ર તારાઓને અપવિત્ર ગણે છે.

**વનસ્પતિ :**

પીપળો, વડલો, બીલી, ખાખર, આંબો, આસોપાલવ, આ વૃક્ષો પવિત્ર અને બહેડો અપવિત્ર ગણાય છે. કારણ કે તેના ઉપર ભૂતનો વાસ જોવા મળે છે.

**પ્રાણી :**

ગાય અને હરણને પવિત્ર ગણે અપવિત્ર શિયાળને માને છે.

**ઘરના ભાગો :**

ઘરની અંદર બાથરુમ ને અપવિત્ર ગણે છે. ઘરની જે છાતી સમાન આગળના ભાગની દિવાલને પવિત્ર ગણે છે.

**દારુ :**

દારુને પહેલા પવિત્ર ગણતા હતા પરંતુ પાછળથી બીજા લોકો વિલાયતી વસ્તુના ભેળ સેળના પ્રયોગોને લીધે હાલમા અશુધ્ધ ગણાય છે. અત્યારે મહુડાનો પહેલી ધારનો પવિત્ર ગણાય છે.

**રોગો :**

આંબુડા સમાજમા માતાજીનો રોગ પવિત્ર ગણાય છે.(ઝીણી ઝીણી ફોલી નીકળે) બાકીના બધા રોગો અપવિત્ર ગણાય છે.

**ડાકણ-ભૂત- પ્રેત :**

સમાજમા  ડાકણ-ભૂત-પ્રેતને અપવિત્ર ગણે છે.

**રાંધેલો ખોરાક :**

ગામમા મરણ થયુ હોય તેની પહેલાનું રાઘેલું અપવિત્ર થઈ જાય એવું માને છે. ચંદ્ર ગ્રહણ થયા પહેલા રાધેલો ખોરાકને અપવિત્ર ગણે છે.

**ભોજન વખતની હાજરી :**

ભોજન કરતી વખતે ચકલી અને મોર નજરે પડે તો એ પવિત્ર ગણાય છે.

**મનોરંજનની રીતો :**

મનોરંજન દરેક સમાજ અલગ-અલગ રીતે જુદા-જુદા વાંજિત્ર, ગીતો, નાચ ગાન કરી મનોરંજન કરે છે. છે. આમ તો વિસ્તાર પ્રમાણે મનોરંજનની રીતો અલગ-અલગ હોય છે. કોઇ શિકાર કરીને પણ ખુશમા આવી જઇને નાચીને મનોરંજન મેળવે છે.

આંબુડા સમાજમા હોળી એ સૌથી આનંદનો તહેવાર છે. તેમા ઢોલ, ગીતો અને ગેરીયાથી મનોરંજન મેળવે છે. ખેતરમા નિંદામણ કરવા ગયા હોય તો ગીતો ગાઇને મોજ મજા કરે છે. પહેલા સમયે નવરાશનો સમય હોય તો ખેતરમા જઇને આખ્યાન કરતા હતા. નદી પર માછલા મારવા ગયા હોય ત્યાં જો વધારે માછલા મારીને પણ ખુશ થઇને ગીત ગાઇને આનંદ મેળવે છે.

**સમાજની ઓળખરૂપ વિશિષ્ટ આવડતો :**

આંબુડા સમાજની પાસે ઘર બનાવવાની આવડત બહુ સારી છે. તે વાંસનું ઘર બનાવે છે. વાસની અને માટીની સરસ દિવાલ(ખપેડો) બનાવે, તેમા પહેલા સરસ રીતે વાંસના કામડા ભાત પૂર્વક ગોઠવે છે. પછી સ્ત્રીઓ માટીથી લીંપણ આંગળાથી ભાત પાડતી જાય છે. દરવાજો, બારી, વાસણો મુકવાનો ઘોડો, આ બધુ વાંસમાથી બનાવેલ છે. તેના પર વરસાદનું પાણી પણ લાગતું નથી. પાણી લાગે નહી એ જ દિવાલ પર ઝાડના રંગોથી ચિત્ર દોરે છે. એટલે તેમનું ઘર ઠંડકવાળુ જોવા મળે છે. તેમા તેમની બનાવવાની કળા જોઇ શકાય છે. ઘર વપરાશની ચીજવસ્તુ પણ હાથ વડે બનાવે, જેવી કે મરચું વાટવા માટે લાકડાનો ખાડણીયો અને ચોખા કાઢવાનું લાકડું જમીનમા દાબે. આમા તેમની જાતની આવડતથી બનાવે છે. આ ઉપરાત વાંસમાથી ટોપલો, ટોપલી, સાદડી બનાવે છે. માટીમાંથી પણ રોટલા ઘડવાનું ઠીકરું અને કોડીયા બનાવે છે. લોખંડમાથી ખેતી વપરાશના સાધનો જાતે બનાવી તૈયાર કરે છે. તેમનો ખોરાક પોશાક રહેણી કરણી કામની આવડતમાં વિવિધતા જોવા મળે છે.

**સમાજની ભાષા :**

ગુજરાત રાજ્યમાં ગુજરાતી ભાષા બોલાય છે. એવુ સામાન્ય રીતે બધા જ જાણતા હોય છે. એ સાચી વાત બધાને માન્ય પણ હોય છે. પરંતુ આપણો આદિવાસી સમાજ પોતાની સ્થાનિક બોલીમા વાત કરે છે. આંબુડા સમાજ આબુડી ભાષા બોલે છે. તે વસાવી ભીલને મળતી આવે છે. આ ભાષા દેહવાલી ભીલમાંથી વસ્તીનું પ્રમાણ વધતા ધીરે ધીરે જે તાપીનો પશ્ચિમ વિભાગ આ ઉપરાંત તેની આસપાસ વસ્તો આદિવાસી આંબુડી ભાષા

બોલે છે.

આદિવાસીઓમાં દરેક સમાજ પોતાની અલગ અલગ ભાષા બોલે છે. એનો વસ્તી વધતા બદલાવ થતો જાય છે. પોતાની અલગ બોલી સમાજ પ્રમાણે બોલે છે. ધારો કે રાઠવા હોય તો રાઠવી અને ચૌધરી હોય તો ચૌધરી આમ તે પોતાના અલગ સમાજ પ્રમાણે આદિવાસી પોતાની સ્થાનિક બોલી બોલે છે. સમાજ અલગ-અલગ હોય ત્યારે તેની બોલી અલગ હોય છે. કોઇ એક જ જાતિ પણ અલગ-અલગ ભાષા બોલી બોલતા હોય છે. જેમ કે વસાવા ભીલોમા આવતા જેવા કે દેહવાલીયા, આંબુડા, માથવાડીયા, માવચી અને કઠાલીયા આ બધા સમાજ વસાવા ભીલ જ છે. પરંતુ તેમની થોડા-થોડા અંતરે બોલી અલગ-અલગ બોલે છે. આમ આદિવાસી ભીલ સમાજની ભાષા આમ તો ભીલી જ કહેવાય પરંતુ તેની બોલી અલગ-અલગ છે. અત્યારે ભાષામા એટલો બદલાવ છે કે ચાર-પાંચ કિલોમિટરના અંતરે બોલી એક જ સમાજમાં પણ બદલાતી હોય છે. એ માત્ર થોડી થોડી અલગ પડે છે. બાકી મળતી આવે છે. આમ તેની મુળ ભાષા નહીં પરંતુ તેની બોલી બદલાય છે.

**આંબુડી ભાષા :**

ઉત્તર દિશામમાં કાઠાલી-વસાવા, ડુંગરા ભીલ, માથવાડી ભાષા બોલતો સમુદાયનો વસવાટનો વિસ્તાર આવેલો છે. દક્ષિણ- પશ્ચિમ દિશામાં ગામીત, ચૌધરી, ધોળિયા, હળપતિ ભાષા બોલતા સમુદાયનો વસવાટ છે.

આંબુડી ભાષાનો ઇતિહાસ :

આબુંડા આદિવાસી વિસ્તાર દક્ષિણ ગુજરાતમાં સુરત જિલ્લાના ઉમરપડા અને નર્મદા જિલ્લાના ડેડિયા પડા તાલુકામાં સૌથી વધારે જોવા મળે છે ? આંબુડા શબ્દ દહેવાલિયા, વસાવાઓએ આપેલો શબ્દ છે. આ સંપર્ણ ભીલી ભાષાનો શબ્દ છે. દિહ(સુર્ય) ઉગે, બપેર, થાય અને તાપીના પશ્ચિમ કિનારા તરફ ઢળવા માડે તે વિસ્તારના લોકો આંબુડા કહેવાય છે. દહેવાલિયાઓ દિહી કેહે બુડે એ પ્રશ્નનો જવાબ આપતા એહે બુડે હે આ શબ્દો આમ બુડે છે. એ શબ્દનો ધીરે ધીરે અપભ્રંશ થઇ ગયો અને તે પછી આંમ બુડે એ શબ્દનો આંબડે થઇ ગયો છે. અરવિંદ વળવી દાંબ મંડળનો પ ઇતિહાસ જણાવે છે કે આજથી હજારો વર્ષ પહેલા આ વિસ્તારમાં આદિવાસી રાજાઓ રાજ્ય કરતા હતા. તેઓને દાબ્યે રાજા પ (દાબનો રાજા) કહેતા હતા. તે સમયમાં આ રાજ્ય ઘણું મોટું હતું. હેલોદાબ, કાલોંદાબ, હાંબરીયો દાંબ, વાંદરીયો દાબ અને પકોલદાબ એમ આ રાજ્યનાં ભાગ પડેલા હતા. પકોલદાબ એ બધા દાબોનું વડુ મથક હતું. આ કોલદાબમાં મુખ્ય રાજા રહેતો હતો. દાબના ઉપરનાં ભાગમાં નોયરાહાં પાટી, નીચેના ભાગમાં પેલાડપાટી, દેહેપાટી, માવચાર પાટી પૂર્વ દિશામાં નિંબાડ પાટી, નાહાલ પાટી,અને પશ્ચિમ દિશામાં આંબુડાહા પાટી, અને દુબલાહાં પાટી આમ દાબમંડળમાં આ પાટીઓનો સમાવેશ થતો હતો. આ પાટીઓ (પ્રદેશો) આદિવાસીઓના નાના નાના રાજ્ય હતા. આ રાજ્યમાં દુબલા, આંબુડા, નોયરા, નાહાલ, નિંબાડી, દેહવાલી અને માવચી આદિવાસી લોકો રહેતા હતા. ક્રૂઉ . ઢોલઃ દેહવાલી અંક : ૨ અં ના. ૨૭-અરવિંદ વળવી

આંબુડી આદિવાસી વિસ્તાર દક્ષિણ ગુજરાતનાં સુરત જિલ્લાના ઉમરપડા તાલુકો, સોનગઢ તાલુકાના ઉતરદિશાના કેટલાક ગામડાઓમાં આંબુડી ભાષા બોલતા લોકો વસવાટ કરે છે. નર્મદા જિલ્લાનાં ડેડિયાપડા તાલુકોએ આંબુડા આદિવાસી વિસ્તાર તરીકે ઓળખવામાં આવે છે. આ વિસ્તારમાં બોલાતી ભાષા તે આંબુડી ભાષા. આ વિસ્તારની પૂર્વ-ઉતર દિશામાં સાતપડાનો પહાડ આવેલો છે તથા નાનામોટા ડુંગરોની હારમાળાથી આ વિસ્તાર ધેરાયેલો છે. તેથી આ વિસ્તારમાં વર્તમાન સમયમાં પણ પ્રાકૃતિક સંસાધનો થોડા પ્રમાણમાં બચેલા જોવા મળે છે તેથી વાઘ, વરુ, રિશ, દિપડો, સાબર વગેરે જંગલી પ્રાણીઓ પણ જોવા મળે છે. પૂર્વ-ઉતર-દક્ષિણ દિશામાં નર્મદા નદી અને પૂર્વ-દક્ષિણ-પશ્ચિમ દિશામાં તાપી નદી આવેલી છે. તેથી ફળદ્રપ મેદાનમાં આંબુડી ભાષા બોલનાર લોકોનો વસવાટ કરે છે.

આંબુડી ભાષાએ ભીલીકુળની ઇન્ડો-આર્યન પરિવારમાં આવે છે. આ વિસ્તારની પૂર્વદિ આદિવાસી સમુદાયનો વસવાટ આવેલો છે. પૂર્વે-દક્ષિણમાં માવચી આદિવાસી ભાષા બોલતા સમુદાયનો વસવાટ આવેલો છે. આ ઉપરાંત આ વિસ્તારમાં કોટવાળિયા, કોથોડી ભાષા બોલતો સમુદાયનો આછો-પતળો વસવાટ જોવા મળે છે. શિક્ષણ, માસ-મિડીયા, સંચાર માધ્યમો  વધારાને કારણે આંબુડી ભાષામાં પરિવર્તન આવ્યુ છે. આંબુડી ભાષામાં મૌખિક સાહિત્યમાં વાર્તા, લગ્નગીતો, તહેવારના ગીતો, કૃર્ષિ ગીતો, ઉખાંણાઓ, કહેવત વગેરે મૌખિક સાહિત્ય જો વા મળે છે. આંબુડી ભાષાના લેખિત સાહિત્ય જોવા મળતુ નથી. કેટલીક આલી ઓલી દાલી ખુશાલીના ઓડીયો કેસેટ, બાયબલ, કેટલીક ખ્રિસ્તી પસ્તકોનું, ખ્રિસ્તી ગીતો વગેરે ખ્રિસ્તી સાહિત્ય

આંબુડી ભાષામાં અનુવાદ થયું છે. આ વિડિયો કેસેટ પણ બહાર પડી છે.

**સંદર્ભ ગ્રંથ :**

૧. આદિવાસી અસ્મિતા
પ્રકાશક :-મહેન્દ્રર વી વસાવા ૧૦
૨. ઢોલ:દેહવાલી:-અરવિંદ વળવી
અંક : ૨ ૫.ના. ૨૭
પ્રકાશક :-ભાષા સંશોધન અને પ્રકાશન કેન્દ્ર વડોદરા

૧. આંબુડી ભીલીની ઉચ્ચારણ વિષયક મુખ્ય લાક્ષણિકતાઓ :

૧. આંબુડી ભાષામા 'સ' નો અઘોષ 'હ' માં પરિવર્તન થાય છે.

| **આંબુડી** | **ગુજરાતી** | **આંબુડી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| હોનોં | સોનું | હુરત | સુરત |
| હાંબર | સાબર | હુવર | ડુક્કર |

૨. 'શ'નો 'હ' તથા 'આ' અઘોષ પર મોટો 'આ' અને 'અ' અનુંસ્વાર લાગે છે. :

| **આંબુડી** | **ગુજરાતી** | **આંબુડી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| આવીહીં | આવીશ | ખાઆહીં | ખાઇશ |

| | | | |
|---|---|---|---|
| જાઆહીં | જઇશ | કોઅહીં | કરીશ |

૩. 'ળ' નો 'લ' ઘોષમાં પરિવર્તન થાય છે :

| **આંબુડી** | **ગુજરાતી** | **આંબુડી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| આવલું | આમળાં | ઓલ | હળ |
| નલ | નળ | | |

૪. કેટલાક શબ્દોમાં 'ઉ' અનુસ્વારનું 'હંડો' શબ્દોમાં પરિવર્તન થાય છે.:

| **આંબુડી** | **ગુજરાતી** | **આંબુડી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| ઓહંડોં | એવું | તેહંડોં | તેવું |
| જીહંડોં | જેવું | કોહંડોં | કેવું |

૫. 'ડ' નો 'ળ' પરિવર્તન થાય છે.

| **આંબુડી** | **ગુજરાતી** | **આંબુડી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| ચાળ | ઝાડ | ગોદળોં | ગધેડુ |
| બીળી | બીડી | | |

૬. 'છ' નો 'સ' માં રૂપાંતર થાય છે. :

| **આંબુડી** | **ગુજરાતી** | **આંબુડી** | **ગુજરાતી** |
|---|---|---|---|

| | | | |
|---|---|---|---|
| સાતી | છાતી | સાશ | છાસ |
| સાતરી | છત્રી | | |

૭. 'ન'ની જગ્યા પર 'ડ' પ્રત્યય લાગે છે.

| **આંબુડી** | **ગુજરાતી** | **આંબુડી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| કોડો | કોનું | કોડી | કોના |
| કોડા | કોની | આંબુડી | ગુજરાતી |

૮ .ગુજરાતીમાં આવતા 'હ' ની જગ્યા પર 'અ' અનુસ્વર લાગે છે.

| **આંબુડી** | **ગુજરાતી** | **આંબુડી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| આટકો | હાડકું | આહા | હસ |
| આય | હું | | |

૯. 'લ' ની જગ્યા પર આંબુડી ભાષામાં 'ન' વપરાય છે.

| **આંબુડી** | **ગુજરાતી** | **આંબુડી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| ખાટનુ | ખાટલો | કાટનુ | કંટલા |
| મોકનં | મોકલવુ | | |

૧૦. પ્રયત્ન લાઘવને કારણે સંક્ષેપીકરણ કે સરલીકરણનું વ્યાપક વલણ જોવા મળે છે તેથી શબ્દનું રૂઙ્ગરિવર્તન

થાય છે :

| આંબુડી | ગુજરાતી | આંબુડી | ગુજરાતી |
|---|---|---|---|
| તાંહા | ત્યારે | આહીં | અહીં |
| નીગહીં | નીકળી | આપે | આપણા |

**૨. કાથાડી-નાયકી વ્યાકરણ વિષયક લાક્ષણિકતાઓ :**

૧. બ.વ. 'ઉ', 'આ', 'આ' અનુસ્વર પ્રત્યય લાગે છે.

| આંબુડી | ગુજરાતી | આંબુડી | ગુજરાતી |
|---|---|---|---|
| આમુંઉહ | અમે | તુમાઆ | તમારુ |
| આપ ઓ | આપણું | | |

૨. બીજી વિભકિત પલિંગમાં 'ને' ને બદલે 'ન' જ પ્રત્યય લાગે છે.

| આંબુડી | ગુજરાતી | આંબુડી | ગુજરાતી |
|---|---|---|---|
| બાહાકાને | પિતાજીને | પવોહને | ભાઇને |
| કાકાહને | કાકાને | મામાહાને | મામાને |

૩. બીજી વિભક્તિ સ્રીલિંગમાં પણ 'ને' ને 'ને' જ પ્રત્યય લાગે છે.

| આંબુડી | ગુજરાતી | આંબુડી | ગુજરાતી |
|---|---|---|---|

| | | | |
|---|---|---|---|
| યાહકોને | માતાને | બાયાને | બેનને |
| નાડીને | વહુને | ફુયુને | ફોઇને |
| કાકીને | કાકીને | | |

૪. ચોથી વિભક્તિમાં પુલિંગ અને સ્ત્રીલિંગમાં 'સાથે ને બદલે 'રી' પ્રત્યય લાગે છે.

| **આંબુડી** | **ગુજરાતી** | **આંબુડી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| બાહકારી | પિતાજી સાથે | યાહકોરી | માતા સાથે |
| પેવહોરી | ભાઇ સાથે | બાયારી | બેન સાથે |

૫. પંચમી વિભકિત પંલિંગ અને સ્ત્રીલિંગ 'થી' ને બદલે 'કોયને' પ્રત્યય અને 'માંથી' ને બદલે 'મેરે', 'રેખ' પ્રત્યય લાગે છે.

| **આંબુડી** | **ગુજરાતી** | **આંબુડી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| લાકળીકોયને | લાકડીથી | આથાકોયને | હાથથી |
| કોમેરે | ઘરમાંથી | પગરેખ | પગમાંથી |
| ગોલામેરે | ગળામાંથી | | |

૬. છઠ્ઠી વિભક્તિ પલિંગમાં 'ના', 'ની', 'નુ', 'ના'ને બદલે 'આ' સ્વર પ્રત્યય લાગે છે.

| **આંબુડી** | **ગુજરાતી** | **આંબુડી** | **ગુજરાતી** |
|---|---|---|---|

| | | | |
|---|---|---|---|
| મોરાઆ | મોરનું | બાહાકાઆ | પતાજીના,નો,ની,ને,નુ |
| મામાઆ | મામાના,નો,ની,નુ | | |

૭. છઠ્ઠી વિભક્તિ સ્ત્રીલિંગમાં 'નો', 'ની', 'નં', 'ના', ને બદલે 'ઇ', 'ઉ', 'અ' સ્વર પ્રત્યય વપરાય છે.

| **આંબુડી** | **ગુજરાતી** | **આંબુડી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| યાહાકીઇ | માતાની | ખાડીયોઅ | નદીનું |
| બાયુઉ | બહેનનું | | |

૮. સાતમી વિભકિતમાં પલિંગમાં 'મા' ને 'મ' પ્રત્યય લાગે છે.

| **આંબુડી** | **ગુજરાતી** | **આંબુડી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| ટોલામ | ટોળામાં | ડોંગામ | ડુંગરમાં |
| ખેતામ | ખેતરમાં | જાતરામ | મેળામાં |

૯. સાતમી વિભકિત સ્ત્રીલિંગમાં 'મા' ને 'ઇમ', 'ઉમ', 'ઓમ' પ્રત્યય લાગે છે.

| **આંબુડી** | **ગુજરાતી** | **આંબુડી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| પેયરી<u>ઇમ</u> | છોકરીમાં | નિહાલુ<u>ઉમ</u> | શાળામાં |
| ખાડયો<u>ઓમ</u> | નદીમાં | | |

૧૦.ભવિષ્યકાળમાં પહેલો -બીજો પરુષ એક વચનનાં રુપેમાં 'ઇશ'ને બદલે 'હીં' , 'ઉં' સ્વર વપરાય છે.

| **આંબુડી** | **ગુજરાતી** | **આંબુડી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| આવીહઇ | આવીશ | જાહુંઉ | જઇશ |
| મોકનીહઇ | મોકલીશ | | |

૧૧. સહાયક 'છે' ના રૂપોમાં અંત્ય સ્વરનો 'હાય' પ્રત્યયમાં પરિવર્તન થાય છે.

| **આંબુડી** | **ગુજરાતી** | **આંબુડી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| આય કોડો હાય? | આ કોણ છે ? | આય પેયર હાય. | છોકરો છે. |

૧૨. આંબુડી ભીલીમાં ક્રિયાપદના રૂપ માટે 'હીઇં' રૂપમાં એ પ્રત્યય ક્રિયાપદનાં આજ્ઞાર્થી બહુવચનને લાગે છે

દા.ત. 'ખા' એ ભીલી આજ્ઞાર્થી એક વચનનું રૂપ છે અને બહુવચનનું રૂપ છે. તેને એવું પ્રત્યય લાગવીને 'ખાંહીઇં', 'પીહીઇં', 'જાંહીઇં' એવું ક્રિયાપદનું મૂળરૂપ બને છે.

૧૩. આંબુડીભીલીમાં કેટલાક નામોની પુંલિંગ અને સ્ત્રીલિંગ રૂપે જુદા-જુદા સ્વરૂપમાં હોય છે.

| **આંબુડી** | **ગુજરાતી** | **આંબુડી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| બલદ-ગાય | બળદ- ગાય | બકુળ-બકળી | બકરી-બકરી |
| મોહળોં-પંડુ | પડો-ભેંસ | | |

૧૪. આંબુડીમાં કેટલાક નામો અપવાદરૂપ નપસંકલિંગ સ્વરૂપમાં વાપરવામાં આવે છે.

| **આંબુડી** | **ગુજરાતી** | **આંબુડી** | **ગુજરાતી** |
|---|---|---|---|

